મૂગા લોકસેવક

# મોતીભાઇ અમીન

卐


પ્રકાશક

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ




આપણે મહાન્ પુરુષ – ગાંધી, ગોખલે કે ઠક્કરબાપા જેવા – ભલે ન થઇ શકીએ, પણ ભલા માણસ તો જરૂર થઇ શકીએ. માણસનું સાચું મૂલ્ય વિદ્વત્તા, શારીરિક બળ, દ્રવ્યસંચય વા બાહ્ય કીર્તિથી નથી અંકાતું. સુખ, વૈભવ, મોજમજાહ વા પરાક્રમો ચારિત્ર ન હોય તો નકામાં છે. માટે જીવનમાં સત્ય ઉતારીએ, મનમાં હોય તે જ [illegible]



તમને વારસામાં ચારિત્રના મારા દૃષ્ટાન્તનું અનુકરણ કરવાનું સોંપું છું. મારો સાચો વારસો ચારિત્ર અને ઉચ્ચ સંસ્કાર છે, જેના અસ્તિત્વથી મારો જે સંબંધી હોય, તે પાપ કરે જ નહિ અને તેવા વિચાર આવતાં જ મારા સ્મરણ માત્રથી પાપમાંથી પાછો હઠે.

— મોતીભાઇ અમીન —

# મૂગા લોકસેવક

# મોતીભાઈ અમીન

લે ખ ક

રસૂલભાઈ ન. વહોરા

પ્ર કા શ ક

ચરોતર એજ્યુકેશન સોસાયટી,

આણંદ

# પ્રસ્તાવના

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે 'શિષ્ટવાચનની પરીક્ષા' દ્વારા પ્રેરણાત્મક ઉપયોગી અને રસદાયી સાહિત્ય તરફ વાચકોનું લક્ષ ખેંચવા પ્રયત્ન કર્યો છે. એ યોજના કરતી વખતે જીવનના સાચા આદર્શ રજૂ કરે તેવાં ગુજરાતી ભાષામાં કિશોરોપયોગી જીવનચરિત્રોની ખામી એ 'પરીક્ષા'ના યોજક ને સંચાલક સ્વ. પૂજ્ય મોતીભાઇ સાહેબને લાગી એટલે એમની સૂચનાથી ચ. એ. સોસાયટીએ 'કિશોર ચરિત્ર-માળા' અંગે 'પરદેશી મહાજનો' અને 'ગુજરાતી મહાજનો' એમ બાર બાર પુસ્તકોના બે ગુચ્છ પ્રકટ કર્યા છે. એ બધાં પુસ્તકો શિષ્ટ વાચનની પરીક્ષા તરીકે તેમજ વડોદરા રાજ્યની પ્રાથમિક શાળાઓના સાતમા વર્ગ માટે વિશેષ વાચન તરીકે વાપરવા મંજૂર થયાં છે.

જીવનચરિત્ર એ સ્વ. મોતીભાઇ સાહેબના વાચનનો પ્રિય અને મુખ્ય વિષય હતો. એમનું પોતાનું જીવન એવા વાચન તથા જીવન-પ્રસંગોથી રંગાએલું હતું. એમણે વિદ્યાર્થી વર્ગ સમક્ષ જીવનના સાચા આદર્શ રજૂ કરવા તથા વિદ્યાર્થીઓમાં નાનપણથી સારા વાચનનો શોખ ઉત્પન્ન કરવા નાનકડાં જીવનચરિત્રો ગુજરાતીમાં તૈયાર કરાવી પ્રકટ કરવાની તેમજ તેવાં જીવનચરિત્રોનો બહોળો પ્રચાર થાય તે માટે પરીક્ષા રાખવાની સફળ યોજના કરી હતી. 'કિશોર ચરિત્રમાળા' દ્વારા વિદ્યાર્થીઓને પ્રેરણાત્મક વાચન પૂરૂં પાડવાની યોજનાને જન્મ આપનાર અને તેને પોષનાર સ્વ. પૂજ્ય મોતીભાઇ સાહેબનું આ ટૂંકું જીવનચરિત્ર પણ તેવાજ હેતુથી એજ ચરિત્રમાળાના લેખક ભાઇ રસુલભાઇ પાસે તૈયાર કરાવી આજે પ્રકટ કરવામાં આવે છે.

સ્વ. પૂજ્ય મોતીભાઇ સાહેબે પોતાની આખી જિંદગી લોકસેવામાં ગાળી છે. તેઓએ કેળવણીના પ્રચાર માટે અને ખાસ કરીને લોક-સેવાભાવી કેળવણી દરેક વિદ્યાર્થીને મળે તેવી યોજનાઓ કરવામાં તેમજ બાળક, યુવક તથા મોટી ઉમરનાં સ્ત્રીપુરુષોને અનેક રીતે

ઉપયોગી થઇ પડે તેવી યોજનાઓ ઘડવામાં તથા ચલાવવામાં પોતાના બધાજ વખતનો સારામાં સારો ઉપયોગ કર્યો છે; એટલુંજ નહિ, પણ લાયક વિદ્યાર્થીને આગળ અભ્યાસ કરવા જરૂરી મદદ મેળવી આપી ઘણાયે વિદ્યાર્થીઓને સારી કેળવણી આપવામાં એઓ સાધનરૂપ થયા છે.

તેઓ પોતાના વિદ્યાર્થીઓના ગૃહસ્થ જીવનમાં માબાપ કરતાં પણ વિશેષ રસ લેતા, તેમના જીવન પર તથા આચારવિચાર પર પોતાના ચારિત્ર્યની ઊંડી છાપ પાડતા અને ઘણાઓને લોકોપયોગી કામ કરવા તથા પોતાની ફરજ સારી રીતે અદા કરવા પ્રેરતા હતા. તેમનું વિદ્યાર્થી-જીવન, શિક્ષકજીવન, અમલદાર તરીકેનું જીવન તથા ગૃહસ્થ તરીકેનું જીવન ઘણી રીતે અનુકરણ કરવા જેવું છે. "સેવા એજ ભક્તિ" એ તેમનો મુદ્રાલેખ હતો. તેઓ કેળવણીકાર હતા; એ ઉપરાંત ખરા સમાજસુધારક તથા સમાજસેવક પણ હતા. દુષ્કાળ તથા રેલસંકટનાં કાર્યોમાં તેમણે ઘણાયે મિત્રો તથા વિદ્યાર્થીઓને પ્રેરેલા હતા. કામ કર-નારને નાણાંની ખોટ નથી એમ તેઓ માનતા હતા અને ખરે જ તેમણે જે જે કામ ઉપાડેલું તેમાં તેમને નાણાંની મદદ આવી જ રહેતી.

ગુજરાતના આવા એક મૂગા પણ સાચા સેવકનું જીવનચરિત્ર ખરેખર અણમૂલું છે. તેમના જીવનમાંથી ગુજરાત પ્રેરણા મેળવી શકે તે માટે સ્મારક સમિતિએ વિસ્તૃત જીવનચરિત્ર તૈયાર કરવાનું કામ હાથ ધર્યું છે. એ પુસ્તકના પુરોગામી તરીકે ગુજરાતના કિશોરોના ઉપયોગ માટે આ ટૂંકું જીવનચરિત્ર પ્રકટ કરવામાં આવ્યું છે. આશા છે કે ગુજરાતનું ભાવી જેમના આચારવિચાર ને ચારિત્ર્ય ઉપર અવલંબે છે તે વિદ્યાર્થી-વર્ગ, યુવકવર્ગ ને શિક્ષકવર્ગ આ પુસ્તક વાંચી પૂજ્ય મોતીભાઇ સાહેબના જીવનનું ખરું રહસ્ય સમજી એમણે ઉપાડેલા કેળવણી તથા સમાજ-સેવાના કામને આગળ ધપાવવા પ્રેરાશે અને ગુજરાતને સમૃદ્ધ બનાવશે.

પૂના,
તા. ૨૧–૯–'૩૯

**ભાઇલાલભાઇ શંકરભાઇ પટેલ**
અધ્યક્ષ, ચરોતર એજ્યુકેશન સોસાયટી



મૂગા લોકસેવક

**સદ્ગત મોતીભાઇ અમીન**

| જન્મ | અવસાન |
|---|---|
| તા. ૨૯-૧૧-૧૮૭૩ | તા. ૧-૨-૧૯૩૯ |
| સુ. ૧૦:૧:૧૯૩૦ | સુ. ૧૨:૪:૧૯૯૫ |

# પરિચય

આખું જગત જેના નામની જય પોકારતું હોય, જેનું નામ દેશદેશનાં વર્તમાનપત્રોમાં રોજ ને રોજ પ્રકટ થતું હોય, જેની પાસે દેશદેશથી માનવીઓ સલાહ ને સંદેશાની આશા રાખતા હોય, જેના આશીર્વાદ મેળવવા જગત પડાપડ કરતું હોય, જેના હસ્તાક્ષરો પ્રાપ્ત કરવા યુવકો તલસતા હોય, જેની છબીઓ માટે જગતભરથી માગણીઓ આવતી હોય, જેની દેશભક્તિથી દેશ મગરૂરી ધારણ કરતો હોય, જેણે પોતાની મોટી મોટી સખાવતોથી હજારો ઉપયોગી મકાનો ને સંસ્થાઓ સ્થાપી હોય, જે દેશને ઉપયોગી ઉદ્યોગો ચલાવતો હોય—એ એકલા જ કંઇ મહાપુરુષો નથી; પણ શુભ નિષ્ઠાથી સેવાભાવે જગતથી છૂપી રીતે જેણે એક વિધવાનું આંસુ લૂછ્યું છે, જેણે એક હતાશ વિદ્યાર્થીની ઉછરતી વયમાં આશાનું કિરણ પ્રકટાવ્યું છે, જેણે પોતાની સાધારણ કમાણીમાંથી પણ સાચા હૃદયે જનહિત પ્રવૃત્તિ માટે હર્ષથી નાની પણ રકમ ગરીબોના હિત માટે વાપરી છે અને જેનું હૃદય ગરીબ ને પીડિતોના દુઃખે દ્રવ્યું છે તે પણ સાચો મહાપુરુષ છે. આપણા સ્વ. મોતીભાઇ સાહેબ પણ તેવા એક સાચા મહાપુરુષ હતા.

મહાત્મા ગાંધીજી જેમ નૂતન હિન્દના સૃષ્ટા છે, કમાલ પાશા જેમ નૂતન તુર્કસ્તાનના સૃષ્ટા છે તેમ સ્વ. મોતીભાઇ અમીન એ નૂતન ચરોતરના સૃષ્ટા છે. સેવા બદલ મળતાં માન કે કીર્તિથી સ્વ. મોતીભાઇ દૂર ભાગતા. સેવા એ તેમનો ધર્મ હતો. સેવા એ તેમનું રાતદિનનું રટણ હતું એટલે માનપાનને તેમના જીવનમાં સ્થાન જ નહોતું. સેવાની તેમની ભાવના એટલી પ્રબળ હતી કે તેમને તેમના જીવન દરમિયાન કોઇ ઇલ્કાબ આપત તો એ તેમને ભારે અપમાન રૂપ લાગત. પણ હવે તેમને સોંપેલાં કાર્ય કરી આપણી વચ્ચેથી એ ચાલી ગયા છે, એટલે ચરોતરની ઉન્નતિ માટે તેમણે નિઃસ્વાર્થ ભાવે કરેલાં કાર્યની કદર તરીકે, લોકસેવક રવિશંકરભાઇ કહે છે તેમ, આપણે તેમને "આતા ચરોતર"નું બિરદ આપીએ તો તે અસ્થાને ગણાય નહિ.

સ્વ. મોતીભાઇ હોશિયાર વિદ્યાર્થી નહોતા, ઉચ્ચ કોટીના લેખક નહોતા, ભારે જ્ઞાની નહોતા, વિષયો શિખવવામાં સારા શિક્ષક નહોતા, અને બીજુ બહુ બહુ નહોતા. દોષ અને અપૂર્ણતાથી ભરેલા તે પણ એક માનવી હતા. છતાં ચરોતરના એ સાચા નાયક હતા, ઘણી સભાઓમાં પ્રમુખસ્થાન લેવા તેમના પર દબાણ થતાં ને સભાઓમાં ભાષણ આપવા આગ્રહ થતો, શિષ્ટ સાહિત્ય લખનારા સાહિત્યિક તેમના મિત્ર હતા અને કેટલાય લેખકોને તેમણે માળીની જેમ પાણી પાઇ ઉછેર્યા છે, વ્યવહારના કૂટ જટીલ પ્રશ્નો માટે કેટલાય યુવકો રૂબરૂમાં વા પત્રદ્વારા હૃદય ઠાલવી કરી તેમની સલાહ શોધતા અને કેટલાય વિદ્યાર્થીઓ તેમને પોતાના સાચા શિક્ષક માનતા. આ બધાનો ઉત્તર એક જ કે પોતાના દોષ અને અપૂર્ણતાનું તેમને જ્ઞાન હતું, અને એ દૂર કરવા રાતદિન તેઓ પ્રયત્નશીલ રહેતા. તેમનામાં ચારિત્ર્ય હતું અને એ ચારિત્ર્યને લીધે જ તેમની અપૂર્ણતાઓ ને દોષ ઢંકાઇ જતાં. ચારિત્ર્ય ને સંસ્કાર એ તેમનો વારસો છે અને એ આપવા માટે તેમણે નમ્રભાવે જીવનભર પ્રયત્ન કર્યા છે.

મહાન પુરુષોનાં જીવન વાંચવાથી કિશોરો ઉપર એક એવા પ્રકારની અદ્ભુત છાપ પડે છે કે તે એમને પરમપુરુષ–દેવ માની લે છે અને માને છે કે એવાં મહાન કાર્ય તો દેવાંશી પુરુષોજ કરી શકે. પણ સ્વ. મોતીભાઇ તેવા નહોતા કે તેમના પ્રસંગો પણ એવા નથી. તે ચરોતરના એક સાદા સરળ વતની હતા; પણ તેમણે સત્યનિષ્ઠા, શુભ-નિષ્ઠા, સામાનું ભલું કરવાની ઇચ્છા, સેવાભાવ, સદ્વર્તન અને કર્ત-વ્યભાવના એટલાં બધાં ખીલવ્યાં હતાં કે થોડીશી શક્તિથી પણ તેઓ પ્રજાનો વિશ્વાસ મેળવી પોતાની આજુબાજુ કાર્યકરોનું જુથ જમાવી શક્યા અને તે દ્વારા જનહિતકારી અનેક પ્રવૃત્તિઓ કરી શક્યા.

તેમની વ્યવસ્થાશક્તિ માટે સહુ કોઇને માન હતું. પાટણની તેમની સેવાઓ, પેટલાદ બોર્ડિંગ હાઉસ ને તેની પ્રવૃત્તિઓ, ચરોતર એજ્યુકેશન સોસાયટી ને તે દ્વારા ચાલતી પ્રવૃત્તિઓ, પુસ્તકાલય પ્રવૃ-ત્તિઓ, બાલસાહિત્ય પ્રકાશન, વ્યાયામ પ્રવૃત્તિ, વિદ્યાદાન, શિક્ષણવર્ગો, સમાજસુધારાની પ્રવૃત્તિ, વગેરે જે નાની મોટી અનેક પ્રવૃત્તિઓ તેમણે એકલે હાથે સ્થાપી સફળતાપૂર્વક ચલાવી છે તે તેમની ભારે યોજનાશક્તિનો પૂરાવો છે. એટલાજ માટે તેમને આપણે એક માનવી નહિ, પણ વિશાળ સંસ્થા ગણીએ તો ખોટું નહિ.

બાળકો શિક્ષકો અને સ્ત્રીઓ પ્રત્યે માનની દૃષ્ટિએ જોનાર, વૃદ્ધો અને યુવાનો વચ્ચે સુમેળ સ્થાપી બંનેનો વિશ્વાસ મેળવી સાર્વજનિક કાર્ય સરળતાથી કરનાર, નોકરોને કુટુંબીજન તરીકે ગણનાર, દોષ જોયા સિવાય સામાના ગુણને પૂજનાર, વિદ્યાર્થીઓને સ્વાશ્રયના પાઠ શીખવનાર, નિરાશ વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપનાર, વિરોધીઓનું અહિત ન ઇચ્છતાં શાન્તિ ને વિનયથી તેમને સમજાવવા પ્રયત્ન કરનાર, વગર જામીને ને ખતે ભણતા વિદ્યાર્થીઓને વિશ્વાસથી હજારો રૂપિયા મદદ આપનાર, સરકારી નોકરીને સત્તાનું નહિ પણ સેવાનું ક્ષેત્ર ગણનાર, દ્રવ્યના વારસા કરતાં સંસ્કારના વારસાને મહત્ત્વનો માનનાર

ને તે પ્રમાણે આચરનાર, અપરમાતાને પણ સગાં માની જેમ ચાહનાર, નાત જાત કે ધર્મના ભેદ વિના સમાન ભાવે સહાય કરનાર, પ્રવૃત્તિમાં જ નિવૃત્તિ માનનાર, સમાજમાં સંસ્કારનાં બીજ રાતદિન વેરવા પ્રયત્ન કરનાર, પરસ્પર સહાય ને વિશ્વાસનો મંત્ર ફુંકનાર, નિઃસંતાન છતાં અનેક સંતાનને પ્રેમથી વિકસાવી સત્ત્વશાળી બનાવનાર, અનેક છૂપી મદદો કરનાર, જનસેવાનેજ ઈશ્વરભક્તિ માનનાર અને અનેક સંસ્થાઓના સંસ્થાપક ને પ્રમાણિક સંચાલક, સેવામૂર્તિ, નિર્વ્યસની મોતીભાઈ ખરેખર ગુજરાતના સાચા મૂગા વિરલ લોકસેવક હતા.

આ ટૂંકા જીવનવાચન પછી વિદ્યાર્થીઓ સ્વ. મોતીભાઈ અમીન સ્મારક સમિતિ તરફથી પ્રકટ થનાર સ્વર્ગસ્થનું વિસ્તૃત જીવનચરિત્ર તેમજ તેમના પ્રકટ થનાર પત્રો ને અન્ય લેખો વાંચશે તો પોતાના જીવનને ઉપયોગી ઘણી ઘણી માહિતી મેળવી શકશે.

ચરોતરમાં વિવિધ ક્ષેત્રોમાં કામ કરનાર શક્તિવાળી અને દેશવિખ્યાત વ્યક્તિઓ થઈ છે ને હવે પણ થશે; પણ સ્વ. મોતીભાઈએ મર્યાદિત શક્તિથી જે કાંઈ કર્યું છે તેથી તેમનું સ્થાન અદ્વિતીય છે. તેમનું સ્થાન કોઈએ લીધું નથી અને લેશે કે કેમ તે એક પ્રશ્ન છે. આશા છે કે ચરોતરના આવા અનન્ય પ્રેરણાદાયી સપૂતના આ કિશોરોપયોગી જીવનના વાચનથી કિશોરોના કુમળા મન ઉપર સાદાઈ, પરોપકારવૃત્તિ, સેવાભાવ, પ્રમાણિકતા, ગરીબો પ્રત્યે સમભાવ, શુભનિષ્ઠા, સુજનતા, પરિશ્રમ ને સહુ પ્રત્યે શુભ લાગણીની ભાવનાની છાપ પડી તેમનું જીવન ઉન્નતગામી બનશે.

| | |
|---|---|
| સુણાવ<br>તા. ૧૬–૯–'૩૯ | **આશાભાઈ નરસિંહભાઈ પટેલ**<br>મંત્રી, ચરોતર એજ્યુકેશન સોસાયટી |

# ૧

## સાહેબ ગયા!

**જન્મી જગે જીવનમંત્ર અમૂલ્ય લીધો,**
**ને જ્ઞાનયજ્ઞ શુભ ગુર્જર મધ્ય કીધો.**

દુનિયામાં ઘણાંય માણસો જીવે છે, ઘણાંય મરે છે; પણ કેટલાંક એવાં હોય છે કે જેના મરણની કોઇનેય ખબર પડતી નથી અને કેટલાંકને લોકો ખૂબ યાદ કરે છે.

આનું કારણ શું?

મરનારે સાચું જીવન જીવી જાણ્યું હોય એ જ ને? સાચું એટલે લોકોના ભલાનું, દેશનું, ગામનું, ફળિયાનું, સૌ કોઇનું.

ગામથી માંડીને ઠેઠ દેશપરદેશ સુધી માણસ પોતાથી

બને તેટલી સેવા કરી શકે. અને એવા દેશસેવકોનાં મૃત્યુ થાય એટલે સૌ કોઇનું હૈયું ભરાઇ આવે એ બનવા જોગ છે.

આજે હજારો માણસોની આંખોમાંથી આંસુ વહી જતાં હતાં. એક સાચા મૂગા સેવકનું મૃત્યુ થયું હતું. એમને સૌ કોઇ 'સાહેબ' એવા મીઠા નામે બોલાવતા.

સાહેબ એટલે ગોરા સાહેબ નહિ, પરંતુ આપણા દેશીજ. જ્ઞાતે પાટીદાર–અમીન હતા.

'પૂજ્ય અમીન સાહેબ' એટલે મોતીભાઇ નરસિંહભાઇ અમીન. એમનું ગામ પેટલાદ તાલુકાનું વસો.

સાહેબ ખૂબ પ્રેમી. ગામેગામના લોકોની સાથે કુટુંબ જેવો ભાવ રાખે. એમને મન નાનાં ને મોટાં સૌ કોઇ સરખાં.

ઘરડા થઇ ગએલા. શરીરે ઘરડા, પણ કામ એવું કરે કે જુવાનને પણ શરમાવું પડે. રાતદહાડો કામ કામ ને કામ. પોતાના ઘરનું તો કંઇજ કામ નહિ, પણ લોકોનું, દુઃખીઓનું, ગરીબોનું, સૌ કોઇનું કામ કરે. કોઇનો ખભો થાબડે. સાબાશ! તમે તો ખૂબ કામ કરી શકો એમ છો. કામ કરો એ એમની શિખામણ.

ગાયકવાડ સરકારના પુસ્તકાલય ખાતાના એ મદદનીશ અમલદાર. એમના નોકરીના હોદ્દાને 'પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક' એમ કહેતા.

નોકરીની મુદત પૂરી થતાં એ નોકરી ઉપરથી તો છૂટા થયા, પણ છૂટા થતા પહેલાંજ પોતાના મન સાથે ગોઠવી

રાખ્યું હતું કે સાર્વજનિક સેવાનાં કામોમાં ત્રણ વરસ મંડ્યા રહેવું. કામ શરૂ કર્યું.

સાચા સેવકને સેવાનાં કામ પણ ઓછાં બેઠે બેઠે કરવાનાં હોય? એ તો ગામેગામ રઝળવાનું, ને તાપ તડકો ભૂખ દુઃખ સૌ સહેવાનું.

મોતીભાઇ સાહેબને તો કેટલાય મિત્રો! દેશસેવક પૂજ્ય ઠક્કર બાપા, સદ્‌પુસ્તકપ્રચારક વિવિધગ્રંથમાળાવાળા ભિક્ષુ-અખંડાનંદજી. આ તો એમના અતિ અંગના. મરતાં મરતાંય એમની સાથે પેટ ભરીને વાતો કરી લીધેલી. જિંદગીમાં પોતાની પત્ની વિષે તો એમણે કોઇ દિવસ મોં બહાર વાત નહિ કાઢેલી.

એમનાં પત્નીનું નામ પૂજ્ય રૂપબા. એ રૂપબા ખરેખર ગુણનો ભંડાર હતાં.

**"આદર્શ એક ગૃહિણી પદ ઠીક પાળ્યું,**
**ના સ્વામીવાક્ય કદી સ્વપ્ન વિષેય ટાળ્યું."**

એ રૂપબા માંદાં પડ્યાં અને તા. ૨૯—૧૨—૩૮ને રોજ સ્વર્ગવાસી થયાં.

સાહેબના દીલને જબરો આઘાત પહોંચ્યો; પણ કોઇને ય એ જાણવા ન દીધું. તબિયત લથડતી ચાલી. ચાર-છ દહાડા વીત્યા. દવા કરવા છતાં સંતોષકારક ફેરફાર ન થયો. મિત્રો વિચારમાં પડ્યા. છેવટે હવાફેર અને શાંતિ માટે મિત્રો એમને અમદાવાદ લઇ ગયા.

અમદાવાદમાં જનસમૂદાયનાં ટોળે ટોળાં એમને મળવા આવે. ડૉકટરોએ એમને તપાસ્યા. તપાસતાં જણાયું કે

ભયંકર બિમારી છે. હોજરીનો ભાગ બગડ્યો છે. બગડેલા ભાગને કાપવો પડશે, એમ સાહેબને પિતા તુલ્ય માનનાર ડૉકટર મોતીભાઇ પટેલે જણાવ્યું.

સાહેબે તરતજ તેમ કરવાની હા પાડી. સાહેબને અમદાવાદ વાડીલાલ સારાભાઇ હૉસ્પિટલમાં ઓપરેશન કરાવવાનું છે એ વાત વર્તમાનપત્રોમાં છપાઇ.

ઠરાવ્યા પ્રમાણે ઓપરેશનની તૈયારી થઇ ગઇ. હૉસ્પિટલમાં માણસોની દોડધામ થઇ રહી. સાહેબને જોવા આવનાર માણસોની એટલી ભીડ એટલી ભીડ કે ન પૂછો વાત! આખું શહેર ઉમટેલું. દવાખાનું માણસોથી ભરાએલું. અરે! છેલ્લે દિવસે તો પોલિસ બંદોબસ્તની જરૂર પડેલી. સાહેબને એકેય પુત્ર નહોતો, છતાં અનેક જણે એમના પુત્રની પેઠે એમની સેવા કરી. અનેકે 'સાહેબ ઘણું જીવો' એવી પ્રાર્થનાઓ કરી.

છતાં એ ન જીવ્યા. પ્રભુએ એમને દુનિયામાંથી ઉઠાવી લીધા. એ સ્વર્ગવાસી થયા: તા. ૧–૨–'૩૯.

સ્નેહીઓએ આંસુ ખેરવ્યાં. પ્રાર્થનાઓ કરી. એમના જીવનનો સંદેશો 'સેવાધર્મ' હતો. સૌ કોઇ એ સંદેશ ઝીલતા, સાબરમતીને આરે એમની રાખ વહેતી મૂકીને છૂટા થયા.

મૃત્યુ એ તો જિંદગીનો સરવાળો. સાહેબ એમાં જીત્યા હતા, આગળ વધ્યા હતા. એમણે જીવી જાણ્યું હતું.



# કુટુંબ

ચરોતરના અમીનો એટલે કુળવાનના કડકા. હજારોની પહેરામણી મળે. છોકરીનો બાપ એમનાં પગરખાં પૂજે, ને અનેક રીતે સંતોષે, ત્યારે જ એ કુટુંબનો નબીરો સામી આવતી છોકરીને પરણે. છોકરાનાં તો બહુ માનપાન!

મોતીભાઇના પિતાશ્રી નરસિંહભાઇ રેવાભાઇ. વડોદરા સરકારના મુલકીખાતામાં નોકરી કરે. નરસિંહભાઇ આબરૂદાર ને મળતાવડા. એટલે ગામમાં કોઇને કશી બાબતમાં કંઇ પૂછવું હોય તો એમની સલાહ લેવાતી.

પિતા નરસિંહભાઇ અલિંદ્રા પરણેલા. માતાનું નામ જીબાબા.

જીબાબાની આંખો કાચી હતી એટલે દહાડે તો એમને સહેજસાજ દેખાતું હતું, પણ રાત્રે તો રાણુંધબ. જરાય ન દેખાય.

નરસિંહભાઇ અને જીબાબાના સુપુત્ર તે મોતીભાઇ. એમનો જન્મ તા. ૨૯–૧૧–૧૮૭૩ને રોજ થએલો.

મહેમાન પરોણાઓની ધમાલ. નોકરીને અંગે રખડવાનું. એટલે નરસિંહભાઇએ બીજું લગ્ન ધર્મજ કર્યું. એમનાં બીજી વારનાં પત્નીનું નામ હરખાબા.

હરખાબા અને જીબાબા વચ્ચે ખૂબ હેતભાવ. હરખાબા મોતીભાઇ ઉપર પેટના દીકરા જેટલું હેત રાખે. હરખાબા જ પૂરેપૂરી કાળજીથી તેમને ઉછેરે ને સારા સંસ્કાર આપે.

ધીમે ધીમે મોતીભાઇ મોટા થતા ગયા. વસોની ગુજરાતી નિશાળમાં ભણવા માંડયું.

એકડા બગડા ઘુંટવા માંડ્યા. ક....ખ શરૂ કર્યા, ત્યાં તો તેમનાં માગાં આવવા લાગ્યાં. તે જમાનામાં બાળલગ્નની મના નહોતી, તેમ ચીડ પણ નહોતી. એટલે એમને ૭ વરસની ઉમરે સોજીત્રા પરણાવ્યા. શો એ જમાનો! મોતીભાઇ ૭ વરસના અને પરણનાર રૂપબા સાત વરસની ઉંમરનાં.

મોતીભાઇની ઉંમર વધવા સાથે અભ્યાસ પણ વધ્યો. એ ગુજરાતી ત્રીજી ચોથી ભણતા હતા તે વખતે દયા ઉપજાવે તેવો એક કરુણ પ્રસંગ બન્યો.

મોતીભાઇની ઉંમર હશે નવ દશેક વરસની. નવાગામ

કરીને વસો પાસેનું એક ગામ. એ ગામમાં લગ્ન પ્રસંગ હતો. પાટીદારનાં લગ્ન એટલે ખૂબ ધામધૂમ. જાનમાં જમણવાર ઉપરાંત બીજો ફાલતુ ખરચ ઝાઝો.

લોકો ઉંચી જાતનાં ખૂબ મોંઘાં વાજાં વગડાવે. બંદૂકો ફોડે, દારૂખાનું ઉડાડે. માંડવા બાંધવામાં પણ કેટલાય પૈસાનું પાણી કરે.

નરસિંહભાઇ એવાજ એક લગ્નમાં નવાગામ ગએલા. સાથે વાળંદ પણ લીધેલો. નરસિંહભાઇ પોતે ચુસ્ત ભક્ત હોઇ સ્વામીનારાયણનો ધર્મ પાળતા. હંમેશાં નિયમિત ભજન કરતા. દેવસેવાની પોટલી જ્યાં જાય ત્યાં સાથેજ રાખતા.

જાનના ઉતારામાં ફોડવાના દારૂનાં ભરેલાં કુલ્લાં એક તરફ પડેલાં; બીજી બાજુ જાનૈયા તડાકા મારતા બેઠેલા.

એક તરફ નરસિંહભાઇ અને બીજા બે ચાર જણની પથારી પાથરેલી. નરસિંહભાઇએ દેવસેવા માટે ઘીનો દીવો પ્રગટાવવા વાળંદને કહ્યું. વાળંદે દીવો સળગાવી દીવાસળીને ગમે તેમ ફેંકી.

વાળંદની આ બેકાળજીથી પેલાં દારૂખાનાનાં કુલ્લાં-માંથી એક કુલ્લું સળગ્યું. એક સળગ્યું એટલે બીજાં પણ સળગ્યાં ને ધડાધડ ફૂટયાં. ગંભીર અકસ્માત થયો. ચાર પાંચ જણ દઝાઇ બેઠા. નરસિંહભાઇ ઝાઝા દઝાયા. એમને મ્યાનામાં સુવાડીને વસો આણ્યા. બીજેજ દિવસે તેમનું મૃત્યુ થયું.

ઇ. સ. ૧૮૮૩માં નાનકડી દશજ વરસની ઉંમરે મોતીભાઇએ પિતાની મીઠી છાંય ગુમાવી.

પ્રભુની અજબ લીલા છે. જેને આપણે સુખ માનીએ છીએ તેને એ કંઇક જુદું જ માને છે. મોતીભાઇ માતાઓની મીઠી ગોદમાં ઉછર્યા ને ભણ્યા.

વિધવા માતાઓએ એમને કુનેહપૂર્વક કેળવ્યા. વસોમાં અંગ્રેજી ચાર ચોપડી ભણી વધારે ભણવા વડોદરા આવ્યા.



૩

# 'પાંત્રીસ'ની ટોળી

એ વખતે હાલની જેમ ખાનગી હાઇસ્કૂલો ન મળે. એટલે એ વડોદરામાં સરકારી હાઇસ્કૂલમાં દાખલ થયા. મૂળથી જ એમની નસોમાં સેવાભાવ વસેલો. બીજાની સેવા કરવાની વૃત્તિ. પોતાથી બને તેટલી બીજાની સેવા કરવી. સેવા કરતાં જરાય બૂમબરાડો કરે નહિ. કોઇનેય ખોટું ન લગાડે.

કમાટીબાગના કંપાઉન્ડમાં આવેલા રામજી મંદિરમાં એમણે એક બોર્ડિંગ ઊભી કરી. બોર્ડિંગનું નામ 'સરસ્વતી મંદિર' રાખ્યું. આ બોર્ડિંગ બીજી બોર્ડિંગો કરતાં વિશિષ્ટ પ્રકારની હતી. બોર્ડિંગમાં દેખરેખ રાખનાર સુપરિન્ટેન્ડન્ટ ન

મળે. સૌ પોતપોતાની ફરજ સમજીને કામ કરે. બોર્ડિંગનું મકાન અત્યારના જેવું સારી હાલતનું ને સગવડવાળું પણ નહિ.

બોર્ડિંગનું છાપરૂં 'કોહ્યું છાજ ને જૂની વળી' જેવું હતું. વરસાદમાં બહુજ પાણી અંદર ચૂવે. પથારીઓ ભિંજાઇ જાય. છતાં સાંકડે માંકડે રહેતા. એક વખત એ બોર્ડિંગમાં રહેતા વિદ્યાર્થીઓની સંખ્યા '૩૫' જેટલી થઇ હતી. મોતીભાઇ એ પાંત્રીસમાંના એક.

સરદાર વલ્લભભાઇ, 'પાટીદાર'ના તંત્રી શ્રી. નરસિંહભાઇ, શ્રી. મીઠાભાઇ જડજ, પણ એ પાંત્રીસ પૈકીનાજ. ઇ. સ. ૧૮૯૦થી ઇ. સ. ૧૯૯૮ ના આઠ વર્ષના ગાળાની આ વાત.

એમાં પાંચેક જણ તો ભારે તોફાની ને ટીખળીબાજ. કૉલેજમાં પણ એમની હાક વાગે. પાંત્રીસ જણનો સંપ અને સહકાર એવો કે એમાંના કોઇને છંછેડતાં સૌ ડરે. આ પાંત્રીસની સંખ્યામાં વધઘટ તો તે પછી જરૂર થએલી; છતાં રામજી મંદિરના એ વિદ્યાર્થીગૃહ માટે 'ધી થર્ટીફાઇવ' (પાંત્રીસની ટોળી) એવું એકવાર છપાઇ ગયું, તે લાંબો વખત કાયમ રહ્યું.

તોફાની વિદ્યાર્થીઓ તોફાન પછી મુશ્કેલીમાં મૂકાઇ જાય ત્યારે મોતીભાઇ તેમની વહારે ચઢે, ને સામે ધસી આવેલાને શાન્તિ ને વિનયથી સમજાવી પાછા કાઢે. તોફાનીઓને પણ સમજાવે. સેવા કરી છૂટવાનો સ્વભાવ તો એમનો મૂળથીજ. પોતાને દુઃખ કે અડચણ ભોગવવાં પડે તેની પરવા નહિ; બીજાને જરાય દુઃખ ન પડવા દે.

 

આ 'પાંત્રીસ' માંથી રાજકીય નેતાઓ, સંસાર સુધારકો, સમાજ સેવકો, કેળવણીકારો, ડોકટરો, વેપારીઓ, એન્જિનિયરો, વકીલો અને સરકારી અમલદારો નીપજ્યા છે.

દેશની સ્થિતિ પણ પ્રેરણાવંતી હતી. આ વખતે મહર્ષિ દાદાભાઇ નવરોજજી અને ફીરોઝશા મહેતાએ આખો દેશ ગજાવી મૂકેલો. 'સરસ્વતી મંદિર'ના છાત્રાલયના યુવાન વિદ્યાર્થીઓ દેશપ્રેમની ભાવનાથી રંગાયા હતા ને સ્વદેશ-ભક્તિનાં ગૂંજનોથી ખૂબજ ચેતનવંતા બન્યા હતા. આ 'પાંત્રીસ'ને પણ એનો પાસ ઓછો વત્તો લાગ્યો હતો. કંઇક કરી બતાવવું એવી તમન્ના એમના દિલમાં પણ જાગેલી. પાંત્રીસેય એક બીજાને મદદ કરતા. એક બીજાનું માન સાચવતા. સંપ સહકાર અને શાન્તિથી રહેતા. રમતો રમતા, કે પુસ્તકાલયો વિષે વિચાર કરતા. ગ્રામસેવા અને દેશસેવા વિષે મોટા મોટા ઉમદા ઉમદા વિચારો કરતા; ને અમલમાં મૂકતા.

મોતીભાઇ એ સૌમાં આગેવાની ભર્યો ભાગ લેતા. પોતે ભણવામાં ખાસ હોંશિયાર નહોતા. એટલે એ એકજ વર્ગમાં બે બે વરસ સુધી ભણેલા. પોતે ઘણીય વખત કહેતા કે 'હું તો **બેવડો બી. એ.** છું.' બીજા એક વર્ગમાં એકજ વરસ ભણ્યા છે ત્યારે હું એકજ વર્ગમાં બે વરસ ભણ્યો છું. એમને ઠેકાણે બીજો કાચો પોચો વિદ્યાર્થી હોત, તો ક્યારનોય અભ્યાસ છોડી દીધો હોત. એમણે બતાવી આપ્યું કે માણસ શ્રમ ને હિંમત વડે ધારેલી ધારણા પૂરી કરે છે. પાસ નાપાસની ઝાઝી તમા રાખેલી નહિ. સેવા-

નીજ લગની લાગેલી, બીજાને સૌથી વધારે ઉપયોગી શી રીતે થઇ પડાય? એજ એમની ધૂન. આ સેવાવૃત્તિને કારણેજ સામાની ઉપર એમનો અજબ પ્રભાવ પડતો.

જેવું હોય તેવું કહેવાની અને ધારેલી ધારણા પૂરી પાડવાની કેટલી બધી દૃઢતા, અને નિખાલસતા!

વર્ગના અભ્યાસ ઉપરાંત બીજાં પુસ્તકો વાંચવાનું ને વિચારવાનું એમને ખૂબ ગમતું.

સ્વ. અમૃતલાલ સુંદરજી પઢીયારનાં પુસ્તકો વાંચ્યાં. સરસ્વતીચંદ્ર વાંચ્યું. એમને થયું કે આવાં સારાં પુસ્તકો બીજા બધા વાંચે તો કેવું સારું?

જેને શોખ હોય છે તે તો સારાં પુસ્તકો વસાવે છે, પોતે વાંચે છે અને પોતાનાં સગાંવહાલાંને વંચાવે છે. પણ બીજાં ઘણાં માણસો એ પુસ્તકનો જોઇએ તેવો ઉપયોગ કરતાં નથી. જે લોકો ગાંઠના પૈસા ખરચીને પુસ્તકો ખરીદે છે, તે પુસ્તકોને નાણાંની જેમ ગોઠવીને કબાટને ખૂણે ખોસી મૂકે છે. જરૂર પડ્યે પોતેજ એનો ઉપયોગ કરી શકે છે.

કેટલાક વાંચવાના શોખીન હોય છે, તે માગી તાગીને વાંચે છે; અને પુસ્તક સારું લાગે તો તફડંચી કે ચોરી પણ કરી લે છે. આવે વખતે શું કર્યું હોય તો લોકો વિશેષ વાંચી શકે? પુસ્તકોનો સારો ઉપયોગ શી રીતે થાય?

વસોમાં અનુભવ ખાતર એમણે "વિદ્યાર્થી પુસ્તકાલય" શરૂ કર્યું. પંદરજ વરસની કાચી ઉંમરે અંગ્રેજી ત્રીજા

ધોરણમાંથી જ. કેટલી બધી સેવા કરવાની તમન્ના!

શરૂઆતમાં મોતીભાઈએ મિત્રો, કુટુંબીઓ અને કેટલાક વાચનશોખીનો પાસેનાં પુસ્તકો ભેગાં કર્યાં. જુદા જુદા શોખીનોને હાથે ખરીદાએલાં જુદાં જુદાં પુસ્તકો. એટલે વિવિધ વાચનસામગ્રી ભેગી થઇ ગઇ. વાંચનારને નવું નવું જાણવાનું મળવા લાગ્યું. વાંચવાનું ખૂબ ચાલ્યું. મંડળી જામી. એક ઠેકાણે બધા ભેગા થાય. એક એક પુસ્તક લઇ જાય. દરેક જણ લઇ જવામાં આવેલું પુસ્તક વાંચે. પુસ્તકની વાત એકબીજાને કહે. આમ પુસ્તકો દ્વારા કેળવાયેલો વર્ગ પરસ્પર વધારે સંબંધમાં આવ્યો.

વસોના ફતેહમંદ અનુભવ ઉપરથી વડોદરાની 'સરસ્વતીમંદિર'ની બોર્ડિંગમાં પણ આ કામ ચાલ્યું. મોતીભાઇએ મિત્રોમાં પુસ્તકપ્રેમ પ્રગટાવ્યો.

દેશ માટે સાચા સેવકો પેદા કરવાની, ને વાચનરસિયાઓને વિચાર કરતા કરવાની સાચી તમન્ના એમણે જગાડી.

ધીમે ધીમે એ બી. એ. થયા. વખત જતાં:

**"સિંહના વીર સંતાને, વાળ્યાં શુભ વિદ્યાલયો;**
**નિચોવી શક્તિ નિષ્કામે, પાથર્યાં પુસ્તકાલયો."**



## ૪

# મોતીભાઇ માસ્તર

'સરસ્વતી છાત્રાલય' કે જેનું પાછળથી 'ચરોતર વિદ્યાર્થી ગૃહ' નામ પડ્યું છે; તેમાં રહીને મોતીભાઇ બી. એ. પાસ થયા. પાસ થયા એટલે સરકારી નોકરી કરવાનો વિચાર થયો. એમને વડોદરામાં દિવાન કચેરીમાં નોકરી મળી. નોકરીની જગાએ ગયા. સાંજે પાછા આવ્યા. નોકરીને છેલ્લા રામ રામ કરીને, બળી એ નોકરી! "શિક્ષક અને શિક્ષણ સિવાયની નોકરી મારે નથી કરવી!" એમ કહી પહેલી જ સાંજે એને પડતી મૂકી. બધા પૂછે, "પણ, મોતી-ભાઇ, કહો તો ખરા તમને શી હરકત પડી?"

મોતીભાઇ: હરકતોથી હું ક્યાં ડરું એવો છું? પણ,

મારે એ નોકરી નથી કરવી. સૌને એક જ મક્કમ જવાબ આપ્યો.

વડોદરાથી વસો ગયા.

ફરી અંગ્રેજી શાખાની નિશાળમાં નોકરી મળી. એ એમને મનગમતી નોકરી હતી. પાટણ અંગ્રેજી નિશાળમાં એ શિક્ષક થયા. એમને શિક્ષક થવું તો ખૂબ ગમે. એટલે એ તો હોંસે હોંસે પાટણ ઉપડ્યા. નોકરી ઉપર દાખલ થયા. તા. ૧૮–૧–૧૯૦૨. પગાર રૂપિયા ૪૫ મળે.

એમને પગારની ઝાઝી નહોતી પડી. સેવાનું વિસ્તૃત સ્થાન ખોળતા હતા, તે એમને મળી ગયું.

એમની પાટણની નોકરી દરમિયાન એક બનાવ બની ગયો.

મુસલમાનવગામાં આગ લાગી. ગરીબ મુસલમાનોનાં ઘર સળગી ગયાં. બિચારાં રઝળતાં થઇ ગયાં. મોતીભાઇ, એ ગરીબ દુઃખીઓ પાસે ગયા, હિંમત આપી. 'ભાઇ! ગભરાશો નહિ. પ્રભુ જે કરતો હશે તે ઠીક જ કરતો હશે.'

રાત્રે મિત્રોને કાગળો લખ્યા. તેના જવાબમાં મદદનો ઢગલો થયો. એ મદદ વડે ગરીબોનાં ઘર બંધાવી આપ્યાં. મોતીભાઇ માસ્તરની દયાની વાતો ફેલાઇ. પાટણમાં લોકો હોળી વખતે ખૂબ ધમાલ કરી મૂકતા. લોકો એક પુતળું બનાવતા. એ પુતળાનું સરઘસ કાઢતા. નઠારા ફાગ બોલે. ઠેર ઠેર ગાળો ને ફટાણાં બેફાક બોલાય. તોફાન ને ધીંગા મસ્તી થાય. આ બધું એમનાથી જોયું ન ગયું.

હોળીના પવિત્ર તહેવારમાં શું કરવું જોઇએ એ એમણે બોધ આપીને કરી બતાવ્યું.

હોળી તો આપણા પાપની ને પાપી વિચારોની થાય. માટે જે મલિન ખોટા વિચારો હોય તેનો નાશ કરવો. જો આપણા જેવા શહેરી સદ્ગૃહસ્થો હોળીનો સાચો અર્થ ન સમજીએ તો અભણ–અજ્ઞાન લોકો શી રીતે સમજે?

લોકોને એ વાત સાચી લાગી.

છોકરીઓની ગોયરો આવી. ભણેલી ગણેલી આબરૂદારની છોકરીઓ ફટાણાં ગાવા લાગી. એમણે એ બેનોને નવી નવી વાતો સમજાવી. ગોરમાનું પૂજન શિષ્ટગીતોથી થઇ શકે એમ સમજાવ્યું.

આમ એમણે પોતાની જિંદગીનો આરંભ કેવળ ભણાવનાર તરીકે નહિ, પણ સાચા કેળવણીકાર તરીકે શરૂ કર્યો.

શિક્ષક એટલે કેવળ ભણાવનાર નહિ, પણ લોકો સાથે ભળી જનાર જે હોય તેજ સાચો લોકશિક્ષક.

મોતીભાઇ સાહેબ સાચા લોકશિક્ષક હતા.

પાટણથી તા. ૧૧–૧૨–૧૯૦૫ને રોજ રૂા. ૯૫) પગારે પેટલાદ એ. વી. સ્કૂલના હેડમાસ્તર તરીકે બદલાયા. પેટલાદ એટલે ચરોતરનો એક કસ્બો. અને ચરોતર એટલે ગુજરાતની વાડી. પેટલાદ પોતાના વતનનો તાલુકો પણ ખરો.

એમને ચરોતરનું ખાસ અભિમાન પણ ખરૂં. મારૂં ચરોતર ઉત્તમ કેમ બને? એનાજ વિચારો એ રાતદિવસ કરતા.

પેટલાદમાં આજુબાજુનાં ગામોમાંથી વિદ્યાર્થીઓ ભણવા

આવતા. આ વિદ્યાર્થીઓને ખાવાપીવાનો ને રહેવાનો ત્રાસ હતો. નાનકડા છોકરા ઘેરથી સુખડી ઢેબરાં બાંધી લાવે. નિશાળને ખૂણે બેસીને ખાય.

મોતીભાઇએ આ જોયું. એમણે આ વિદ્યાર્થીઓ માટે એક મકાન ભાડે રાખ્યું. બોર્ડિંગ શરૂ કરી.

વિદ્યાર્થીઓને સવડ મળી એટલે સંખ્યા વધવા લાગી. પેટલાદ જેલનું સરકારી મકાન ખાલી પડયું હતું. મોતીભાઇએ અમલદારો સાથે મળીને એ જેલવાળું મકાન બોર્ડિંગ માટે મેળવ્યું.

આ બોર્ડિંગમાં એમણે પોતાના સંસ્કારો-વિચારો વેર્યા. વિદ્યાર્થીઓ એમની ભણાવવાની રીતથી તેમજ પોતાની પ્રત્યેના મમતાભર્યા વર્તાવથી મોહ પામ્યા. બોર્ડિંગની એમની કુનેહભરી દેખરેખથી સૌ રાજી રહેતા.

બોર્ડિંગમાં રહેનાર વિદ્યાર્થીઓને જેમ બને તેમ વ્યસનોથી દૂર રહેવું પડતું. વ્યસનો છોડાવવા માટે એ કોઇનેય ઠપકો દેતા નહિ, પણ પોતાના નમૂનેદાર જીવનથી જ સૌના મન પર છાપ પાડતા.

પેટલાદ બોર્ડિંગનો એક વિદ્યાર્થી વિલાયત ગએલો. વિલાયતમાં તો મોટાં મોટાં કુટુંબો વિદ્યાર્થીઓને પોતાને ત્યાં ભણવા રાખે. ખાધાખર્ચ લે ને પોતાના જ કુટુંબના માણસની જેમ રાખે.

પેલો પેટલાદ બોર્ડિંગનો વિદ્યાર્થી જે કુટુંબમાં રહેતો હતો તે કુટુંબનો માણસ તો વિદ્યાર્થીની રીતભાતથી તાજુબ

થયો. એણે વિદ્યાર્થીને બીડી પીવા ખૂબ આગ્રહ કર્યો ને લાલચો આપી. કંઇ નહિ, એકાદ પી નાખોને! કોણ જાણવાનું છે?

પેલા વિદ્યાર્થીએ સમજાવી દીધું કે બીડી તો વ્યસન છે. એ ન પીવી એવું મારૂં વ્રત છે. એ હું છોડીશ નહિ.

તેં એ વ્રત ક્યાંથી લીધું?

**પેટલાદ બોર્ડિંગ હાઉસમાંથી.**

મોતીભાઇની બોર્ડિંગની આબરૂ આમ ઠેઠ વિલાયત સુધી પહોંચેલી.

બોર્ડિંગના કારભાર ઉપરથી મોતીભાઇને ગરીબ વિદ્યાર્થીઓનો ખ્યાલ આવ્યો. વિદ્યાર્થી ગમે તેટલો હોંશિયાર હોય, પણ પાસે પૈસા ન હોય તો શી રીતે ભણી શકે? આવા વિદ્યાર્થીને મદદ કરવા એક ફંડ ઊભુ કર્યું. એ ફંડનું નામ **પેટલાદ લોનફંડ** રાખ્યું. ફંડમાંથી ગરીબ વિદ્યાર્થીઓને વગર ખાતેપતરે ને વગર જામીને પૈસા ધીરતા.

મોતીભાઇ હેડમાસ્તર તરીકે આવ્યા તે વખતે અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધીનું જ શિક્ષણ પેટલાદમાં મળતું. અંગ્રેજી સાતમા ધોરણ માટે વિદ્યાર્થીઓને અમદાવાદ કે વડોદરા ભણવા જવું પડતું. મોતીભાઇએ સાતમા ધોરણનો વર્ગ પેટલાદમાં શરૂ કર્યો. એ વર્ગમાં ભણાવવા પોતાના મિત્રોને રવિવારે તહેવારે એ બોલાવતા. સાતમું ધોરણ એટલે મેટ્રિકના વર્ગમાં પેટલાદ સ્કૂલના ઘણા છોકરા પાસ થવા લાગ્યા. લોકોની દૃષ્ટિ સ્કૂલ તરફ વળી.

પોતે પરીક્ષક તરીકે પણ ઉદાર હતા. સવાલ પત્રમાં

જણાવ્યા પ્રમાણેના ગુણ આપવામાં એ પાછી પાની કરતા નહિ. ઇતિહાસ જેવા વિષયમાં સોમાંથી અઠ્ઠાણું ગુણ આપેલા! આથી વિદ્યાર્થીઓમાં અજબ ચેતન ને શ્રદ્ધા આવેલાં.

વિદ્યાર્થીઓમાં પુસ્તકવાચન પણ ખૂબ ચાલેલું. આખો પેટલાદ તાલુકો એમના પુસ્તકપ્રેમથી જાણીતો થઇ ગએલો.

પોતે શિક્ષક થયા; પણ પુસ્તકપ્રેમી ને ધૂની તો રહ્યા જ. 'વિદ્યાર્થીસમાજ પુસ્તકાલય' અને 'મિત્રમંડળ પુસ્તકાલય' એવાં એવાં નામોથી કેટલાંય પુસ્તકાલયો એમણે ઉઘાડયાં.

મોતીભાઇને તો જ્ઞાનની લહાણી કરવાની ધૂન લાગેલી. પોતે જે જે પુસ્તક વાંચતા, તેમાં જે જે સારું લાગતું તેની આગળ લાલ લીટા દોરતા. પોતાના વિદ્યાર્થીઓને એ વંચાવતા.

આ વખતે કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબ ત્રીજા સયાજીરાવે ફરજિયાત કેળવણી ખાતું શરૂ કરેલું.

દુઃખમાત્રનું કારણ અજ્ઞાન છે. જ્ઞાન એજ શક્તિ છે. જ્ઞાન મેળવવા, વધારવા ને ટકાવવા માટે શાળાઓની જેટલી જરૂર છે તેટલીજ જરૂર ગામેગામ મફત પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપવાની પણ છે. આ વાત ધ્યાનમાં રાખીને મોતીભાઇએ મિત્રમંડળ પુસ્તકાલયો સ્થાપેલાં. એમની આ પ્રવૃત્તિની સચોટ છાપ કૈ. શ્રીમંત મહારાજા સાહેબના દિલ પર સન ૧૯૦૮ની મુલાકાત વખતે પડેલી.



૫

# પુસ્તકાલય ખાતામાં

'ભણેલું ભૂલી ન જવાય' એ માટે મફત પુસ્તકાલયો તો અવશ્ય જોઇએ. ફરજિયાત કેળવણીની પૂર્તિરૂપ પુસ્તકાલયો ન હોય તો કેળવણી પાછળ ખર્ચેલો પૈસો નકામોજ જવાનો. એવી ખાતરી અમેરિકાના પ્રવાસ વખતે કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબને થતાં પોતાના રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરવાનો દૃઢ વિચાર તેઓશ્રીએ કર્યો, ને તે માટે અમેરિકાના એક બાહોશ ગ્રંથપાળ મી. બોર્ડનને પુસ્તકાલય ખાતાના ક્યુરેટરના હોદ્દાથી નીમી વડોદરા મોકલી આપ્યા. મોતીભાઇની પુસ્તકાલય પ્રવૃત્તિની છાપ તેઓ શ્રીમંતના દિલ પરથી ભુંસાઇ નહોતી. એટલે બોર્ડન સાહેબના મદદનીશ તરીકે મોતીભાઇને નીમવાનું ફરમાન પણ વડોદરે મોકલી આપ્યું.

ફરમાન મળતાં શ્રી. મોતીભાઇ વડોદરે હાજર થયા ને બોર્ડન સાહેબને મળ્યા. આ રીતે તા. ૪-૧-૧૧થી શ્રી. મોતીભાઇ માસ્તર મટીને પુસ્તકાલય ખાતાના મદદનીશ અમલદાર તરીકે રૂા. ૧૦૦)ને પગારે નીમાયા. શ્રી. બોર્ડન સાહેબના સાથમાં રહી એમણે 'સાર્વજનિક પુસ્તકાલયોને મદદ આપવાના નિયમો' એ નામથી થોડાક નિયમો પ્રકટ કર્યા. પુસ્તકાલયોનો લાભ માસિક કે વાર્ષિક મદદ આપનાર તેમજ નહિ આપનાર સૌ કોઇ લઇ શકશે એમ ઠરાવ્યું. પુસ્તકાલયોને સરકાર, પંચાયત ને સદ્‌ગૃહસ્થો બનતી મદદ આપશે એમ પણ જાહેર કર્યું.

સાદાઇ તો એમના જીવનમાં વણાઇ ગએલી. એ હંમેશાં સાદો પોષાક અને સરળ વ્યવહાર દાખવતા. એમને પોતાની આગળ પાછળ સિપાઇઓ દોડાવવાનું કે ડોળ દેખાડવાનું જરાય નહોતું ગમતું.

કામ કરવાની પણ જબરી ધગશ! લીધેલું કામ પૂરૂં કર્યા વગર ચેન ન પડે, એવો એમનો સ્વભાવ હતો. કામ શરૂ કર્યા પછી બહાનાં કે છૂટછાટ ન શોધે. ઉદ્યમશીલતા પણ એમની ભારે. જ્યારે જોઇએ ત્યારે કંઇ ને કંઇ પ્રવૃત્તિ કરતા હોય જ.

હાલ વખત નથી, હું કામમાં છું, પછી મળજો કે બીજાં બહાનાં બતાવી અન્યને દુઃખી કરવાનું એમના સ્વભાવમાં નહોતું. પોતે ગમે તેવા સંજોગોમાં બેઠા હોય, પછી ભલેને ખાતાપીતા કે સૂતા હોય, છતાં આવનાર સાથે વાત કરવા સદા તૈયાર રહેતા. નાત, જાત, સ્થિતિ કે

ઉંમરના ભેદ વગર હરકોઈને મદદ કરતા. એમના હાથ નીચેના કારકુનો કહેતા કે અધિકારી તો મોતીભાઇ સાહેબ જેવા જ જોઇએ, કારણકે સાહેબ પોતાના કારકુનોને કુટુંબી જેવા ગણતા હતા. તેમની ભીડ વખતે સહાય ને સલાહ આપતા ને સુખદુઃખમાં સાથ આપતા.

પુસ્તકાલય ખાતાનો આરંભ થતો હતો, એટલે એની ઉપયોગિતાનો ખ્યાલ ઘણા થોડાને હતો. રાજ્યના કેટલાક મોટા અમલદારો પણ એમ માનતા કે લોકોને પુસ્તકો વાંચવા આપવાં એમાં તે શી મોટી ધાડ મારવાની છે?

પુસ્તકાલયની કચેરી એટલે બે કારકુન, એકાદ પટાવાળો ને સાહેબ.

મોતીભાઇની કામ કરવાની ધગશને લીધે પુસ્તકાલય ખાતાનું કામ ઘોડાને વેગે ચાલવા લાગ્યું. કામ વધતું જતું હતું પણ કારકુનો કે કચેરીનું કામ કરનારા બીજા નોકરો કીડીને વેગે ચાલતા હતા. છતાં જાતે જ કામ કરવાની ટેવને લીધે પુસ્તકાલય ખાતાનું કામ ઓર જોમથી ચાલ્યું.

ચરોતર વિદ્યાર્થીગૃહના છાત્રોની મદદ લઇને, તેમને જાત અનુભવ આપીને પુસ્તકાલયોમાં રસ લેતા કર્યા.

યુવાનો, વૃદ્ધો, સ્ત્રીઓ, સૌને એ સત્કારતા, ને ઉત્તેજન આપતા. નિરાશ થએલાઓને આશા આપતા ને સેવાભાવી-ઓને મિત્રરૂપ લેખતા. વૃદ્ધો ને યુવાનો વચ્ચે, અમલદાર ને બિન અમલદાર વચ્ચે એ સાંકળરૂપ હતા. સૌના એ પ્રીતિપાત્ર હતા.



# પુસ્તકાલયોના પિતાજી

'ગામડે ગામડે પુસ્તકાલય'ની પરબો શરૂ કરવી, લોકોને જ્ઞાન-વાચનનું અમૃત પાવું: બસ એજ ધૂન પુસ્તકાલય ખાતામાં આવ્યા પછી મોતીભાઇને લાગી. પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ એ ગાંડા બન્યા. રાજમહાલયનો ભવ્ય પુસ્તક સંગ્રહ માંડવી પાસે જૂના સરકાર વાડાના મકાનમાં આણી, વડોદરા રાજ્યની સેન્ટ્રલ લાયબ્રેરીના રૂપમાં ફેરવી નાખ્યો. વડોદરા શહેર સિવાયના પ્રદેશ માટેની સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના ઘડી કાઢી. આ બધા કાર્યમાં બોર્ડન સાહેબને મોતીભાઇએ સુંદર સહકાર આપ્યો.

નોકરીનું કે બિનનોકરીનું, સૌ કોઇ જાતનું લોકકલ્યાણનું કામ પોતે કરતા-કરાવતા છતાં યશ બીજાને આપતા. વડોદરા રાજ્યને એકે એક ગામે પુસ્તકાલય કે વાચનાલય સ્થાપવાની જહેમત ઉઠાવનાર એ પોતે જ હતા. કામ કરતાં

જ્યાં જ્યાં અગવડ પડે ત્યાં ત્યાં રાતદહાડો વિચાર કરીને એ અજબ તોડ કાઢતા.

અમલદાર તરીકે કોઇ કામમાં કંઇ ભૂલ થઇ જતી તો તે પોતાની ભૂલ છડેચોક કબૂલ કરી લેતા.

સરકારી કામે મુસાફરી કરતાં વાહનની સવડ માગતા નહિ. ઘણી વખત ગાડું કે બીજું વાહન હોવા છતાં એ પગે મુસાફરી ખેંચી કાઢતા. ગુજરાતી નિશાળના શિક્ષકો કે જેને કોઇ પૂછતું ય નથી, તેમને માટે તો તેમને અનહદ ભાવ હતો. કલાકોના કલાકો શિક્ષકો સાથે વાતો કરતાં એ કદી ધરાતા નહિ. મંદહાસ્ય ને મીઠી શિષ્ટમજાક પછી વાતનો આરંભ કરી દેતા.

પોતાની સાથેના—હાથ નીચેના—માણસોને એ પ્રથમ જમાડી પછી જ પોતે જમતા. આથી હાથ નીચેના માણસો એમને પિતાની પેઠે પૂજતા. ખાધાખર્ચ બધું જ પોતે આપતા. કોઇના મહેમાન બનતા નહિ.

એક વખત ધારી ગામે ભૂલેચૂકે નોકરોની ભૂલથી પરોણાગત સ્વીકારવી પડેલી. એ પરોણાગતનો બદલો વાળવા પરોણા તરીકે નોતરનારને પોતાને ત્યાં વસો બોલાવ્યા. ત્રણ દિવસ સુધી સાથે રાખ્યા. જતી વખતે અતિઆગ્રહથી જતા-આવતાનું ભાડું સુદ્ધાં આપ્યું. પુસ્તકાલયોની તપાસણીમાં જે જે ખામીઓ જણાતી તે તરફ લાગતાવળગતાઓનું સ્મિત વદને ધ્યાન ખેંચતા ને સુધારી લેવાની સમજણ આપતા.

કામ કરનાર ગ્રંથપાળને મુશ્કેલીઓ પૂછતા. મુશ્કેલીઓ

દૂર કરવા પોતાથી બને તેટલી મદદ કરતા.

ગ્રંથપાળ શિક્ષક હોય તો તેને કહેતા, કે "ભાઇ! શિક્ષક શિક્ષકની જિંદગીમાંથી હજારો રૂપિયા કમાઈને લક્ષાધિપતિ થવાનો નથી; તે કેળવણીની, પુસ્તકાલયોની, દવાખાનાંની કે બીજાં સાર્વજનિક કાર્યોની મોટી મોટી સંસ્થાઓ સ્થાપી શકવાનો નથી; કે એમાં મોટી રકમોનું દાન દેઈ શકવાનો નથી; પણ શિક્ષક પોતાને સોંપાએલી બાળકોની મૂડીમાંથી સાચા નાગરિકો સર્જાવી શકે તેમ છે."

શિક્ષક આટલી સેવા કરે તો તે ઓછી નથી. પૈસાદારો પૈસા આપીને પણ જે સેવાનો લહાવો લે છે તેથી શ્રેષ્ઠ લહાવો આ સેવાથી થવાનો છે.

સાચો શિક્ષક પોતાની જીભ હલાવીને આમતેમથી મિત્રમંડળમાંથી થોડા પૈસા એકઠા કરે. પુસ્તકાલય ખાતા તરફ પોતાની કલમ ચલાવે. કેટલાય અજ્ઞાનોને જ્ઞાન દાન આપી ઉપયોગી થઇ પડે. ફરજિયાત કેળવણીને લીધે થતા દંડ માટે એ ખૂબ કાળજી રાખતા. એ તો કહેતા કે: હું તો એ શાળા સારી ગણું કે જે શાળામાં એક પાઇ પણ દંડ ન થતો હોય, ને લોકો શાળા ને પુસ્તકાલયનો ખૂબ ઉપયોગ કરતા હોય. જીવનચરિત્રોનું વાચન એમને ખૂબ પ્રિય હતું. જીવનચરિત્ર એટલે બનાવટી વાત નહિ, તરંગો નહિ, પણ અનુભવ. માણસે કરેલું-કરી બતાવેલું-કામ. સ્નેહીઓને, વાચકમિત્રોને એ જીવનચરિત્રો વાંચવા, વિચારવા ને જીવનમાં ઉતારવા ભલામણ કરતા.

લોકો સારાં પુસ્તકો વાંચે, જીવનને અધિક ચેતનવંતુ

બનાવે એ માટે 'શિષ્ટ વાચનની પરીક્ષા'ની જે યોજના વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ દ્વારા ચાલે છે તે એમની જ પ્રેરણાનું પરિણામ છે. આ પરીક્ષામાં સાઠ સાઠ વરસના ડોસા પણ બેસતા. નિવૃત્ત થયા પછી તો લગભગ બધી પરીક્ષાઓમાં મોતીભાઇ પોતે પણ બેઠેલા. સ્હેલાં સરળ જીવનચરિત્રો તૈયાર કરવાં કરાવવાં, ને ફેલાવો કરવો એ આ પરીક્ષાનો હેતુ હતો.

કુમારમંડળ સ્થાપેલાં. કુમારમંડળ એટલે જ્ઞાનપ્રચારની એક યોજના. રવિવાર તહેવારે શિક્ષક કુમારોને નોતરે. રમાડે કૂદાવે. એકાદ કલાક વંચાવે કે પોતે વાંચી બતાવે.

પુસ્તકાલયો થયાં એટલે પુસ્તકો ખરીદવાનું કામ હાથ પર લેવાની યોજના કરી. પુસ્તકાલયોનો ચોકખો હિસાબ ને સુવ્યવસ્થિત વહીવટ ચાલે એટલા માટે વડોદરામાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ સન ૧૯૨૪માં શરૂ કર્યું. આ મંડળ પુસ્તકાલયોને પુસ્તકાલય ખાતા તરફથી મંજૂર કરેલાં પત્રો, માસિકો અને પુસ્તકો પૂરાં પાડવાનું કડાકુટિયું કામ કરે છે. આથી ચોપડીઓ વેચનાર વેપારીઓ પાસેથી સીધી ખરીદી કરવા કરતાં પ્રમાણમાં સસ્તી કિંમતે ને ઓછી મહેનતે પુસ્તકાલયોને પુસ્તકો મળે છે.

આ મંડળ સ્થાપવામાં પણ મોતીભાઇ સાહેબની ઉંડી અક્કલ હતી. પુસ્તકાલયોના પૈસા આગેવાનો ખાઇ ન જાય, ગેરવહિવટ ન કરે ને વ્યવસ્થિત રહે એ મુખ્ય હેતુ હતો.

સરકારે ઉઘાડેલાં પુસ્તકાલયો અમુક વખત પછી મદદને અભાવે કે બીજા કોઇ કારણે બંધ થવાનો પ્રસંગ ન આવે

એ માટે ગામમદદની અમુક રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં કાયમફંડ તરીકે જમા રાખવાની યોજના સન ૧૯૩૬માં શરૂ કરી જેથી ભવિષ્યમાં વ્યાજમાંથી કે મૂળ રકમમાંથી પુસ્તકાલય નિભાવી શકાય.

પુસ્તકાલયોની વાત આપણા દેશમાં નવી છે. એટલે એના સંબંધી વિશેષ માહિતી મળે એ માટે 'પુસ્તકાલય' માસિક ઇ. સ. ૧૯૨૫માં શરૂ કરાવ્યું.

પુસ્તકાલય માસિક સાથે પુસ્તકાલય પ્રવૃત્તિમાં કામ કરનારા એકબીજા સાથે હળેમળે એ માટે રાજ્ય પુસ્તકાલય (પરિષદ) મંડળ શરૂ કર્યું. આ મંડળે પુસ્તકાલય પ્રવૃત્તિને વિશેષ પ્રેરણાવંતી બનાવી છે. પરિષદો–સભાઓ પ્રાન્તે પ્રાન્તે મળે છે, પર્યટનો થાય છે, પુસ્તકાલય સંબંધી જ્ઞાન ફેલાય છે, શિક્ષણવર્ગો ભરાય છે, અને તેથી અનેક શિક્ષકો–ગ્રંથપાલો પુસ્તકાલય પ્રવૃત્તિને વેગવંતી બનાવવામાં મદદરૂપ થાય છે.

'પત્રવ્યવહાર દ્વારા શિક્ષણ વર્ગ' આ યોજના પણ રાજ્ય પુસ્તકાલય મંડળ ચલાવે છે. જેને એમાં જોડાવું હોય તે જોડાઇ શકે છે. મંડળના મંત્રીજી અભ્યાસક્રમ મોકલે છે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ઉપયોગી પુસ્તકોનું પ્રકાશન કાર્ય પણ કરે છે.

ટૂંકામાં પુસ્તકાલયો સંબંધી જે જે કરવું ઘટે તે તે એમણે કરી બતાવ્યું. મોતીભાઇ એટલે અનેક પ્રવૃત્તિઓનો ભંડાર!



## ૭

# માનપાનથી દૂર ભાગતા

વિદ્યાર્થીઓને મુશ્કેલીમાં મદદ કરતા, યોગ્ય દિશા બતાવતા; તેથી વિદ્યાર્થીઓએ એમને 'સાહેબ'નો વણુ માગ્યો ખિતાબ વળગાડેલો.

'પૂજ્ય, સાહેબ' આ ખિતાબો એમના તરફના પ્રેમ-ભાવેજ વળગી ગએલા. મોતીભાઇને તો એકેય ખિતાબની પડી નહોતી.

એક વખત કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયની મુલાકાતે આવ્યા. તે વખતે પુસ્તકાલય ખાતાના વડા તરીકે ન્યુટન મોહનદત્ત સાહેબ હતા. એમણે અને મોતીભાઇ સાહેબે બધે ફરીને પુસ્તકા-લયની વ્યવસ્થા બતાવી. મહારાજા સાહેબ ખૂશ થયા.

વિદાય થતાં મોતીભાઇ સાહેબ તરફ સ્મિત કરીને બોલ્યા: "મેં તમને માનચાંદથી નવાજ્યા છે?" મોતીભાઇ મૂગા જ રહ્યા. માનચાંદ મળવાનું નક્કી થયું. મોતીભાઇ સાહેબે એ જાણ્યું. ખટપટ કરીને માનચાંદ મળતા હતા તે અટકાવ્યા. સાચા સેવકને તે માનચાંદ શા? માનચાંદ સેવક પાછળ દોડ્યા આવે છે, છતાં સેવક એને ઠોકરે મારે છે.

કૈ. શ્રીમંત મહારાજા સાહેબે એ વાત જાણી. વખત આવતાં ઇ. સ. ૧૯૩૧-૩૨માં વિશેષ પગાર ઉપરાંત પંદરસો રૂપિયાની થેલી મોતીભાઇને અર્પણ થઇ. એ ૧૫૦૦ રૂપિયાની બક્ષિસની રકમ ઉપર આવકવેરાના રૂા. ૨૨–૮–૦ પોતાના ગાંઠના ભરી દઇને પૂરેપૂરા પંદરસો પોતાની મનગમતી સંસ્થાઓમાં ભેટ કરાવ્યા, પોતાનું નામ રાખ્યા સિવાય. તે પોતાને નામે નહિ, પણ શ્રીમંત ગાયકવાડ સરકારે તરફથી ભેટ એમ લખીને.

રૂા. ૫૦૦) પેટલાદ બોર્ડિંગ રજતોત્સવ સ્મારક ફંડ માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીને.

રૂા. ૫૦૦) વસો હાઇસ્કૂલના ચોતરા માટે.

રૂા. ૫૦૦) વડોદરામાં જ્ઞાનપ્રચારના કાર્ય માટે 'શ્રી સયાજી ટ્રસ્ટફંડ'ને નામે પુસ્તકાલય સ. સ. મંડળને સોંપ્યા.

કેટલી બધી ત્યાગવૃત્તિ!

એક વખત વાત નીકળતાં બોર્ડન સાહેબ બોલ્યા: "મોતીભાઇ, તમારૂં કામ જોતાં તમને રૂા. ૩૦૦નો પગાર ઓછામાં ઓછો આપવો જોઇએ." જવાબમાં મોતીભાઇએ કહ્યું: "મને પગાર ગમે તેટલો મળે તેથી મારા કામમાં ફેર-

ફાર પડવાનો નથી. કામ તો જેવું ને જેટલું થાય છે તેવું ને તેટલું થવાનું છે.” તેમણે પોતે કદી જ પગાર વધારવાની માગણી કરી નથી. કેટલી બધી ઉચ્ચવૃત્તિ!

પાટણના લોકો એમના કામથી ખૂબ ખુશ હતા. પાટણ પુસ્તકાલયના કામ પ્રસંગે ગએલા તે વખતે ત્યાંના લોકોએ એમને માનપત્ર આપવાનું નક્કી કર્યું. માનપત્રની વાત એમણે જાણી. એટલે એમણે તદ્દન અસ્વીકાર કર્યો ને સૌને શાન્ત પાડ્યા.

કરાંચીમાં સાહિત્ય પરિષદ ભરાએલી. એ વખતે ત્યાંના પુસ્તકાલય વિભાગના પ્રમુખ તરીકે મોતીભાઇની ચૂંટણી થએલી. આ વાત જાણતાં જ એમણે તરત લખી દીધું કે હું કોઇ પણ વખતે પ્રમુખ થવું પસંદ કરતો નથી. મારી ચૂંટણી કરી હોય તો તે રદ-બાતલ કરશો.

કેવો ત્યાગ!

આખી જિંદગીમાં પ્રમુખ તરીકેનું બહુમાન તો એમણે કદી ય સ્વીકાર્યું નથી.

સુરતમાં પહેલી સામાજિક પરિષદ ભરાઇ. તે વખતે એમને પ્રમુખ તરીકે ચૂંટવા ખૂબ આગ્રહ થયો, પણ ઘસીને ના પાડી દીધી. એમની ‘ના’ની ‘હા’ ન થઇ.

ધામણગામે આગેવાનોએ ચૂપકીદીથી માનપત્ર છપાવી નાખ્યું. એ જાણતા હતા કે સાહેબ કોઇનું માનઅકરામ સ્વીકારતા નથી; છતાં છપાઇ તૈયાર થયું છે, એટલે મનથી કે કમનથી પણ ‘હા’ પાડશે જ. મોતીભાઇએ એ વાત

જાણી. માનપત્ર ધામણગામના આગેવાનોના દફતરમાં બંધાઈ ગયું. સાહેબે એ ન સ્વીકાર્યું. કેટલી બધી સંયમવૃત્તિ!

ઈ. સ. ૧૯૩૩માં મદ્રાસમાં અખિલ હિંદ સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની પરિષદ મળી. એ પરિષદે મોતીભાઈ સાહેબને "ગ્રંથાલય ઉદ્યમ પિતામહ"નો માનવંતો ખિતાબ આપવાનો ઠરાવ પસાર કર્યો. મોતીભાઈને એની જાણ થઈ. એમણે લખ્યું કે પુસ્તકાલયોના ફેલાવાનો યશ કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજાશ્રીને મળવો જોઈએ. હું તો તેમનો મામૂલી સેવક છું.

અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તકમાં લેખકોનાં ટૂંકાં જીવનવૃત્તાન્તો છપાય છે. મોતીભાઈ સાહેબને એમાં હકીકત મોકલવા ખૂબ દબાણ થયું, પણ એમણે એ ન ગણકાર્યું.

એમના પોતાને વિષે કાંઈ પણ લખે એ એમને રુચતું નહિ. કોઈ પણ માસિક કે વર્તમાનપત્ર એમનો ફોટો છાપવાનું સાહસ કરતું નહિ. છબી પડાવવી, લોકોમાં વાહ-વાહ કહેવડાવવી કે કીર્તિનો ફેલાવો કરાવવો એના એ કટ્ટા વિરોધી હતા.

ફોટો તો એ કદી જ પડાવતા જ નહોતા. ફોટો પાડવાની ક્રિયાને એ ચાડાં પડાવવાની ક્રિયા કહેતા. રૂઆબદાર પહેરવેશનો મોહ નહોતો. ફાટલુંતૂટલું કપડું હોય તો તેને સાંધીને ચલાવી લેતા. એ કહેતા કે 'ફાટલે લુગડે ને ઘરડે માબાપે શરમ ન આવે'

આજનો રૂઆબદાર કૉલેજિયન માબાપ કે વૃદ્ધ કુટું-

બીજનને બોર્ડિંગમાં મળવા આવતા દેખીને પોતે એમને બારણાને મોખરેથીજ પાછા વળાવી દે છે. તેમણે ધડો લેવો ઘટે.

ઘણું ખરું એ ત્રીજા વર્ગના ડબ્બામાં–ગાંધી કલાસમાં મુસાફરી કરતા. મુસાફરીમાં એમની સાથે વાતો કરવા ઘણા માણસો ભેગા થતા. મોટા અમલદારો એમની સાથે બેસીને મુસાફરી કરતા હોય ત્યારે સામાન્ય જોનારને અજાયબીજ લાગે.

કોઇ વખત એમણે વગર ટિકિટે મુસાફરી કરી નથી. ત્રીજા વર્ગની ટિકિટ હોય ને જરૂર પડતાં કદાચ બીજા વર્ગના ડબ્બામાં મુસાફરી કરી હોય, તો ઘેર આવીને મુસાફરી કર્યા બદલનું વધારાનું ભાડું રેલ્વે કંપનીને મની-ઓર્ડરથી મોકલી આપતા.

કોઇ એકાદ પ્રસંગ એવો પણ બનેલો કે એમની પાસે બીજા વર્ગના મુસાફર તરીકેની ટિકિટ હોવા છતાં એમણે મુસાફરી ત્રીજા વર્ગના ડબ્બામાં કરેલી. એટલે ઓછા ભાડામાં મુસાફરી કર્યા બદલ વધારાના પૈસા પાછા માગેલા, તે પણ મળેલા. શો સત્યનિષ્ઠાનો પ્રભાવ!

**પૈસાને ન પ્રિય ગણ્યો, કીર્તિનો ન લોભ રાખ્યો,**
**નિત્ય જનહિતતણા કામમાં ગુંથાયલા;**
**નવી નવી યોજનાઓ ઘડી પાર પાડવાના,**
**કામમાં એ અહોનિશ દેખીએ દબાયલા.**

# બાલપ્રિય હતા.

એ પુસ્તકાલય ખાતામાં જોડાયા હતા; છતાં સાચા શિક્ષક રહ્યા હતા. બાળકો તો એમને ખૂબજ વહાલાં હતાં. એટલે એમણે બાળકો માટે ખૂબજ કર્યું છે. વસોમાં 'બાલમંદિર' અને 'નવી ગુજરાતી શાળા' એ એમના પ્રયત્નનું ફળ છે.

આણંદથી 'બાલમિત્ર' માસિક છપાય છે. તેનો આરંભ કરનાર મોતીભાઇ સાહેબ પોતેજ હતા. બાળકો માટે એ કહેતા કે બાળકોને તે વળી મરાય? જે શિક્ષક બાળકોને મારે છે-શિક્ષા કરે છે તે શિક્ષક થવાને લાયક નથી.

મુરબ્બી ગિજુભાઇને વકીલાતનો ધંધો છોડાવી બાળકોના વકીલ બનાવનાર એક રીતે કહીએ તો મોતીભાઇજ.

ગુજરાતમાં સૌથી પ્રથમ મોન્ટેસોરી પદ્ધતિને સ્વીકારવાનું માન વસોને મળે છે. ગિજુભાઇ વસોથીજ બાળકો સંબંધે ઉંચા વિચારો લઇ ગએલા.

મોતીભાઇ કહેતા કે મેં મારી જિંદગીમાં એક જ વખત મોટામાં મોટી ભૂલ કરી છે, ને તે મને આટલી મોટી ઉંમરે પણ સાલે છે. એ ભૂલ તે એ હતી કે એમણે ચિરંજીવી ભાણાભાઇને ગુસ્સામાં આવી જઇને એક વખત એકજ થપ્પડ મારી હતી.

આ એક થપ્પડ માર્યા બદલ આખી જિંદગી સુધી એમણે પસ્તાવો કર્યો હતો. શિક્ષકો એનો વિચાર કરે.

ઘણા વખતથી બાળકોનો વિચાર કોઇ કરતું નહોતું. બાળકો એટલે કંઇ જ નહિ. મોતીભાઇ અને ગિજુભાઇએ બાળકોની કિમ્મત સમજાવી.

બાળકો માટે એમણે જુદાં બાલપુસ્તકાલયો, બાલસાહિત્ય અને બાલસાહિત્ય સર્વસંગ્રહો આપ્યા. એમના સ્વભાવથી બાળકો કેટલાં પરિચિત હતાં તેનો એકાદ દાખલો લઇએ.

વસો ગોપાળદાસ બાગમાં એક મિત્ર સાથે મોતીભાઇ ફરતા હતા. ફરતા ફરતા હીંચકા આગળ આવ્યા. છોકરાં લહેરથી હીંચકા હીંચતાં હતાં. ત્યાં જઇને મોતીભાઇ કહે, "શું કરો છો?"

છોકરાં—હીંચકા ખાઇએ છીએ.

મોતીભાઇ—નહિ ખાવા દઇએ.

છોકરાં—તો તમને મારી નાખીશું.

મોતીભાઇ હસતા હસતા ચાલ્યા ગયા. માર મારવાના તો એ કટ્ટા વિરોધી.

એક વખત એમના ભત્રીજા ચંદુભાઇને એમનાં બા મારે.

મોતીભાઇ ચંદુભાઇને છોડાવી લાવ્યા. કોઇ વખત ગુસ્સે ન થનાર મોતીભાઇ તડૂકી ઊઠ્યા: "છોકરાંને મારતાં શરમ નથી આવતી? છોકરાંને તે મરાય?"

નિશાળોમાં છોકરાં ગેરહાજર રહે છે. એ ગેરહાજર ન રહે એ માટે મોતીભાઇ ખૂબ વિચાર કરતા. મોગરીની નિશાળનો એક કિસ્સો જાણવા જેવો બન્યો હતો. એ નિશાળમાં એક વાઘરીનો છોકરો કદી નિશાળે ન આવે. શિક્ષક થાકી ગયા. છેવટે એ વાત સાહેબ પાસે આવી. સાહેબે એની તપાસ કરી. છોકરો આખો દહાડો ઘેર મોઇ દંડા રમ્યા કરતો હતો.

શિક્ષકને બોલાવ્યા ને કહ્યું, "એ છોકરાને નિશાળમાં મોઇ દંડા રમવા દેજો."

શિક્ષક—બીજાં છોકરાં બગડશે.

સાહેબ—નહિ બગડે. તમે જોજો તો ખરા. સાહેબના કહેવા પ્રમાણે પેલા વાઘરીના છોકરાને એક આખો દિવસ મોઇ દંડે રમવા દીધો. બીજે અર્ધો દિવસ એ રમ્યો, ત્રીજે દિવસે થોડો વખત રમ્યો. એમ કરતાં કરતાં એ નિયમિત નિશાળે આવતો થઇ ગયો.

કેવો વિચારણીય કિસ્સો!

સાહેબ મોટા થયા હતા છતાં તેમનો બાળભાવ જેવો ને

તેવોજ તાજો હતો.

કાશ્મીરની મુસાફરીમાં એક ઠેકાણે સુંદર લપસણું હતું. ત્યાં સાહેબને ઊભેલા જોઇ જુવાનીઆ થંભ્યા. થોડીવારે સાહેબ પણ એમની સાથે લપસ્યા. મોટાં સાથે મોટા, અને નાનાં સાથે નાના થઇને એમણે આનંદ કરાવ્યો.

આ મુસાફરીમાં ટટ્ટુ ઉપર બેસવાનું હતું. પોતે તરતજ ટટ્ટુ ઉપર ચઢી બેઠા ને દોડાવતા આગળ ચાલ્યા. જે લોકો ટટ્ટુની મુસાફરીથી બીતા હતા, તેમને હિંમત આવી. સૌએ મોજથી મુસાફરી કરી.

એમની વસો નવી ગુજરાતી શાળા એટલે પૂરેપૂરી છૂટવાળી નિશાળ. શિક્ષકોથી જરાય ધમકાવાય નહિ અને જો કોઇએ કંઇ કર્યું હોય તો છોકરાં તરતજ સાહેબ પાસે દોડી જતાં. સાહેબ એમની વાત સાંભળી લઇ યોગ્ય ન્યાય આપતા.

એક વખત સાહેબ એ નિશાળમાં ગયા. છોકરા શ્રુતલેખન લખતા હતા. શબ્દો સાચા સુંદર લખેલા હતા; છતાં એ જરા નારાજ થયા. શિક્ષક તાજુબ થયો. "સાહેબ! કેમ કંઇ દોષ છે?"

"ના, દોષ નથી."

"ત્યારે આપ નારાજ કેમ થયા?"

"હોય શું? જાણ્યે અજાણ્યે આપણે પરદેશી માલને કેટલું બધું ઉત્તેજન આપીએ છીએ?"

વાત એમ બનેલી કે વર્ગનાં ઘણાં છોકરાં પાસે

ઇન્ડીપેન્ડન્ટ પેન હતી. અત્યારે તો પેનનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે. છોકરાંને પેન વગર ચાલતું જ નથી; પછી ભલેને તે પ્રાથમિક શાળામાં કે માધ્યમિક શાળામાં ભણતાં હોય!

કાગળોના વપરાશ માટે એ ખૂબ વિચારતા. પોતે પરીક્ષા થઇ ગયા પછી વધેલા જવાબોવાળી નોટોના પાછલા ભાગ ઉપર પોતાનું કાચું લખાણ લખતા.

પોતાને જોઇતી વસ્તુઓ જેટલી પોતાના ગામમાં બનતી હોય તેટલી ગામમાંથી જ ખરીદવાના વિચારના હતા.

પૂજ્ય મહાત્માજી જેવા પણ એમની મૂગી સેવા અને ભાવનાથી અજાયબ થયા હતા. દાંડી કૂચ વખતે આણંદ આવતાં એ બોલેલા કે આ તો મોતીભાઇનું ચરોતર.

**મારૂં ચરોતર માનીને કરિયાં અવિરત કામ,**
**મૂગી સેવા સાધીને, ઉજ્જવલ કીધું નામ.**



# સ્ત્રીઓનું દુઃખ જાણનાર

સ્ત્રીઓ તરફની એમની લાગણી અજબ હતી. આણંદનું સ્ટેશન પહેલાં ભોંયરા જેવું હતું. ગાડીઓ બદલનારને અને ગામમાં ઉતરનારને પૂલ ઉપર રહીને જવું પડતું. પૂલ ઉપર છાપરું ન મળે એટલે પૂલ તપી જાય. ઉનાળામાં એ પૂલ ઉપર રહીને પસાર થવાનું ખૂબ મુશ્કેલ. આ મોતીભાઇ સાહેબે જોયું. એમણે સ્ત્રીઓ માટે ચંપલની ગોઠવણ કરી. બિચારી સ્ત્રીઓ આશીર્વાદ દેતી પૂલ પસાર કરતી. કેવી વ્યવહાર-કુશળતા!

નિરાધાર સ્ત્રીઓ માટે પણ એમને ખૂબ જ લાગણી હતી. નોકરી ઉપર રહીને મહિલા પુસ્તકાલયો સ્થાપવામાં પહેલ કરી. એ ઉપરાંત કેટલી યે ગુપ્ત મદદો કરેલી.

વસો ગામ અને સ્ટેશન વચ્ચે અર્ધા માઇલનું અંતર છે. વસો એટલે અમીનોનું મુખ્ય વસવાટી ગામ. અને આજથી થોડાં વરસો પહેલાંનો અમીનોનો વિવેક એટલે હદ! કુળવાન સ્ત્રીઓથી સપાટ કે ચંપલ પહેરાય જ નહિ અને પહેરે તો લોકો નિન્દા કરે.

ઉનાળાના સખત તાપમાં રેતાળ જમીન તપી ગઇ હોય એવે વખતે નાજુક સ્ત્રીઓ ખુલ્લે પગે ચાલે એટલે માંદી પડ્યા વગર કેમ રહે? મોતીભાઇએ ખૂબ વિચાર કર્યો. દાઝતી સ્ત્રીઓ ખુલ્લે પગે ફોલ્લા પડતા હોય ને દોડતી જતી હોય એ કોનાથી જોયું જાય?

સપાટ કે ચંપલ પહેરીને ગામમાં આવે તો આબરૂ જતી રહે. શું કરવું?

મોતીભાઇએ થોડા સ્વયંસેવકો તૈયાર કર્યા. સ્વયંસેવકો ટોપલામાં સપાટ ભરીને સ્ટેશન ઉપર જાય. ગાડી આવે એટલે જેને જોઇએ તેને સપાટ આપે. સપાટ પહેરી સ્ત્રીઓ ગામની ભાગોળે આવે. તે વખતે ભાગોળે ઉભેલો સ્વયંસેવક સપાટ ઉઘરાવી લે. ટોપલામાં સપાટ જાય ને પાછા આવે. આમ આખો ઉનાળો ચાલે.

ઉનાળામાં પરબ મંડાવનાર તો ઘણા જોયા છે, પણ સ્ત્રીઓ માટે સપાટ આપનાર બુદ્ધિશાળી નર તો એક મોતીભાઇ જ જોયા!

વહુ અને સાસુના ઝઘડાની વાત સાંભળીને એ કકળી ઊઠતા. સ્ત્રીઓએ હવે જૂની ગાંડી વાતો તજવી જોઇએ.

પડદાને છોડવો જોઇએ એમ કહેતા.

અમીનોના પડદા સંબંધે પૂજ્ય ભક્તિલક્ષ્મીબેનની એક વાયકા છે, કે તેઓ જ્યારે લાજ કાઢતાં–પડદો પાળતાં ત્યારે એક વખતે રસ્તામાં પડેલા લાકડામાં અથડાએલાં, છતાં દુઃખનો એક ઉચ્ચાર પણ નહિ કરેલો. વાગવા છતાં રડાય નહિ એ કેવો પાટીદારીઓ વિવેક!

કેટલીક સ્ત્રીઓ તો એમને પિતાની પેઠે પૂજતી. મરતાં મરતાં મોતીભાઇના મનમાં રહી ગયું કે મારાથી સ્ત્રીઓની જોઇએ તેવી સેવા ન થઇ શકી. એથી વસીયતનામામાં સ્ત્રીઓ માટે સારી રકમ કાઢી.

પ્રથમથીજ એ સ્ત્રીઓથી દૂર ભાગનાર હતા. મોતીભાઇ સાહેબ એકલાજ પેટલાદ રહેતા. એ વખતે રૂપબા કામ પ્રસંગે વસોથી બહારગામ ગએલાં. વચ્ચે પેટલાદ ઉતર્યાં. શરીર બગડ્યું હતું. તાવ ચઢેલો. એ તો માથેમોંઢે ઓઢીને સૂતેલાં મોતીભાઇની ઓરડીમાં. દૂરથી કોઇ સૂતેલું જોઇને મોતીભાઇ પાછા ફર્યા. "કોઇક બૈરું મારી ઓરડીમાં સૂતું છે," એમ કહી સૌને તેડી લાવ્યા. જોયું તો રૂપબા. આમ છતાં એમણે સ્ત્રીઓ માટે–સ્ત્રીકેળવણી માટે ઓછું નથી કર્યું! છોકરા છોકરીઓ સૌ સાથે ભણે એમ એ માનતા. કેવો સરળ સ્વભાવ!

લગ્નનો એક પ્રસંગ વર્ણવતાં એમણે કહેલું કે એક વખત જાન આવેલી. ઉનાળાનો વખત હતો એટલે પંગતમાં એક એક પંખો મૂકેલો. જમણવાર પૂરૂં થતાં જોયું તો એક પણ પંખો ન મળે!

રૂપબાએ કહ્યું, "જોયું? એક પણ પંખો નથી."

હસતા હસતા મોતીભાઇ કહે, "તે શું થઇ ગયું? લોકો વાસણની અને એવી બીજી લ્હાણીઓ કરે છે. આપણે પંખાની લ્હાણી કરી હોત, તો કોઇ લેત–ન લેત કે મશ્કરી સમજત. આપણે માનવું કે પંખાની લ્હાણી કરી છે. ઠામ-વાસણ તો સૌ આપે, પણ ઉનાળામાં જરૂરી પંખાની લ્હાણી ઘેર ઘેર આપવા કોણ જાય? સૌ એ લ્હાણી પોતપોતાની મેળે ઉપાડી ગયા."

કેવો સરળ છતાં સાચો જવાબ!

પોતાને એક પણ પુત્ર નહોતો છતાં એમણે સ્ત્રીઓ તરફના સદ્‌ભાવને લીધે તો બીજી વાર લગ્ન કર્યું નથી. કેવું હૃદયબળ!

**સ્હવારે સાંજે જેવો, તપે ભાનુ દિને દિને,**
**શીળા શીળે તપ્યા તેમ, દઝાડયા નહિ કોઇને.**



# અનેક પ્રવૃત્તિઓના ઉત્પાદક

પેટલાદ બોર્ડિંગ હાઉસના જૂના વિદ્યાર્થીઓનું સ્નેહ-સંમેલન ભરાતું. વિદ્યાર્થીઓ ભેગા થતા, આનંદ કરતા. આ વિદ્યાર્થીઓ સમક્ષ મોતીભાઇએ ચરોતર પ્રદેશની વાત છેડી. ચરોતરનું મધ્ય સ્થળ આણંદ છે. આણંદમાં એકાદ કેળવણીની સંસ્થા હોય તો સારું. આ વિચારનું પરિણામ એ થયું કે ચરોતર પ્રદેશ માટે ચરોતર એજ્યુકેશન સોસાયટીની સ્થાપના થઇ. તા. ૧૭–૪–૧૯૧૬નો એ દિવસ ગણાય.

ચરોતરવાસીઓ માટે એ સુવર્ણ દિવસ. મોટી સભા ભરાઇ. વિદ્યાર્થીઆશ્રમ, હાઇસ્કૂલ, બાળશાળા, બાલગૃહ, સ્વયંપાકી વિદ્યાર્થી આશ્રમ, જ્ઞાનપ્રચાર, ચરોતર ને બાલ-મિત્ર માસિકો, બાલસાહિત્યનાં પુસ્તકો ને સાધનો, કિશોર-સાહિત્ય, સ્ત્રીઉપયોગી સાહિત્ય, વ્યાયામના વર્ગો ને વ્યાયામ

હરીફાઇ, સંગીતનો અભ્યાસ, ટ્રસ્ટફંડોનો સ્વીકાર ને વહીવટ, ગામડાંની સંસ્થાઓના હિસાબો પ્રકટ કરવાની યોજના, ગામેગામ વાચનાલયો સ્થાપવા આદરેલી પ્રવૃત્તિ, ફરતા પુસ્તકાલયની પેટીઓ વગેરે પ્રવૃત્તિઓ એમણે આ સોસાયટી દ્વારા કરી. દરેક પ્રવૃત્તિના મૂળમાં મોતીભાઇ સાહેબ પોતે હતા.

ચરોતર યુવક મંડળ મારફતે ચરોતર પ્રદેશની ખીલવણીના પ્રયત્નો આદર્યા.

બાળલગ્ન અને બારમાંને એમણે હાંકી કઢાવ્યાં.

પાટીદાર પત્રિકા, જ્ઞાનપ્રચારની સ્ત્રીપત્રિકાઓ, લગ્નની પત્રિકાઓ, નૂતનવર્ષાભિનંદનની પત્રિકાઓ વગેરે અનેક પત્રિકાઓ મફત વહેંચીને એમણે લોકમત કેળવ્યા. લગ્ન પ્રસંગે જાન ત્રણ દિવસ રહેતી એ ચાલ બંધ કરાવી બે દિવસ જાન રહે એવી યુવકો મારફતે ગોઠવણ કરી. શરૂઆતમાં આ પ્રથા સામે ટીકાઓ થઇ. પણ થોડે વરસે આ ફેરફાર લોકોને રુચી ગયો.

લોકમત કેળવવા એ પોતાથી બનતું કરી છૂટતા.

થોડા વખત ઉપર વસોમાં એક મોટો યજ્ઞ થયો. યજ્ઞમાં ઢગલે મણ ઘી હોમાયું. પોતાના જાતભાઇઓ–સંબંધીઓને ખોટું ન લાગે એ માટે સમજાવીને કામ લેવા છતાં યજ્ઞ થયો, ત્યારે એમણે યજ્ઞ બાબત છાપાંમાં ચર્ચા ઊઠાવી. યજ્ઞનું રહસ્ય એ નામની પત્રિકા છપાવી છૂટે હાથે વહેંચી હતી. પોતે સાચું બોલનારા હતા. ઝીણામાં ઝીણી બાબતો ઉપર વિચાર કરનારા હતા. મહેમાનોને પોતાના જ ઘરના

માણુસની જેમ માનતા. વડોદરાના વસવાટ દરમિયાન ચરોતર વિદ્યાર્થીગૃહના પોતાના રહેઠાણુની કુંચી ટોડલે મૂકી રાખતા. પરિચિત આવનારાં ખુશીથી એનો ઉપયોગ કરતાં.

આધુનિક વસોને ઘડવામાં પણુ એમનો ફાળો જેવો તેવો નથી. વસોની અનેક પ્રવૃત્તિઓ જેવી કે: સાર્વજનિક પુસ્તકાલય, બાલ પુસ્તકાલય, હરિબા મહિલા પુસ્તકાલય, યુવકમંડળ, સહકારી બેંક, રેલસંકટ નિવારણુ મકાન બાંધનારી સહકારી મંડળી, વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ, ભંગી નોકરોની સહકારી મંડળી, ટૂંકા પગારદાર નોકરોની સહકારી મંડળી, સેનવા લોકોની ઘર બાંધનારી સહકારી મંડળી, નવી ગુજરાતી શાળા, બાલમંદિર, ટિળક વ્યાયામ મંદિર, વિદ્યાર્થી આશ્રમ, વિદ્યાર્થી અભ્યાસગૃહ, વગેરે સંસ્થાઓને ઊભી કરનાર, જમાવનાર અને પોષનાર મોતીભાઇ હતા.

પેટલાદ મહાલ કેળવણી મંડળ, આરોગ્ય મંડળ, મહાલ પુસ્તકાલય મંડળ વગેરે તાલુકાને ઉન્નત કરે તેવી યોજનાઓ પણુ એમણે આરંભેલી.

મોતીભાઇ સાહેબની આ સંસ્થાઓનાં નામ વાંચીને એમના કામનો ખ્યાલ કોને ન આવે? એક ઘર ચલાવતાં આપણુને કેટલો ત્રાસ થાય છે? તો જેણે ગણી ન શકાય એટલી પ્રવૃત્તિઓ આદરી છે તેના કામનો ભાર કેટલો હશે તેની તો આપણે કલ્પના કરવી રહી.



૧૧

## જીવનમંત્ર–પરોપકાર

વસો પાસે રૂણજ ગામ છે. એ ગામમાં સેનવા નામે અસ્પૃશ્ય જાતિનાં પચાસ સાઠેક ઘર છે. એ ઘરોની ગોઠવણ–બાંધકામ મોતીભાઇ સાહેબે કરાવેલું.

ચરોતરમાં રેલસંકટ આવ્યું. આખું ચરોતર ખળભળી ઊઠ્યું. મોટાં મોટાં મકાનો પડ્યાં તો નાનાં ઝૂંપડાંઓનો શો હિસાબ? રેલસંકટમાં સેનવાઓનાં મકાનો તારાજ થઇ ગયાં. બિચારા દુઃખી થયા. મોતીભાઇ સાહેબ એમની મદદે દોડ્યા.

આ રેલસંકટ વેળાની એમની સેવા અજોડ હતી. ગામે ગામ ફરીને સંકટમાં ડૂબેલાંને એ આશ્વાસન આપતા.

વડોદરા સરકારે એમની મદદ સ્વીકારી. મોતીભાઇ રેલસંકટના વહીવટદાર બની ગયા.

લોકોને ખૂબ મદદ કરી. રેલસંકટમાં પુસ્તકાલયો ને હરિજનોને એ વિસર્યા નહોતા.

ગરીબ વિદ્યાર્થીઓ તરફ તો એમનો પ્રથમથી જ પક્ષપાત. પૈસાને અભાવે વિદ્યાર્થી અભ્યાસ છોડે એ એમને ન ગમે.

આવા વિદ્યાર્થીઓ માટે તેઓ અનેક યોજનાઓ ઘડતા. ગણદેવીના એક વિદ્યાર્થી ભાઇ કહાનજી રબારી હતો. એને પોતાને ત્યાં રાખીને તેની પાસે જાતમહેનતનું કામ લઇને બી. એ. સુધી ભણાવ્યો. છેવટે એ મામલતદાર થયો. થોડા વખત પર મૃત્યુ પામ્યો. સારાં સંસ્કારી કુટુંબો, ધનવાનો અને અમલદારો પોતાને ત્યાં નોકરો રાખે છે એ નોકરો ગમે તેવા કુછંદી ને લુચ્ચા નીવડે છે. એવા નોકરોને બદલે ભણનાર વિદ્યાર્થીઓને પોતાને ત્યાં રાખે, તેની પાસે કામ લે ને ભણવાની અનુકૂળતા કરી આપે, એવી આ યોજના વિચારવા જેવી તો ખરી જ.

પોતે એ યોજનામાં ફાવ્યા હતા. એટલે આગળ એ યોજના ચલાવી હતી. અમેરિકામાં જેમ હજારો વિદ્યાર્થીઓ રજાઓના દિવસોમાં ઘણો વખત કામ કરીને કંઇક રકમો મેળવી લે છે તેવી રીતે આપણા ધનવાનો મોતીભાઇએ આદરેલી વિદ્યાર્થીઓને જાત મહેનતનું કામ આપવાની આ રીતને અજમાવી જુએ. ગરીબ, બુદ્ધિશાળી ને સ્વાશ્રયી વિદ્યાર્થીઓને મદદ આપવા માટે ટ્રસ્ટો સ્થાપવામાં આવે તો દેશનું દળદળ ફીટે, ગરીબ અજ્ઞાન કોમો નવજીવન પ્રાપ્ત

કરે, અને જ્ઞાન ને કેળવણીનો પ્રકાશ સર્વત્ર પ્રસરે.

ચાહ, બીડીને એ તિરસ્કારતા. ભર ઉનાળામાં તાપથી તપી જવાતું હોય એવા વખતે ચાહના પ્યાલા લોકોને પીતા જોઇને એ મૂંઝાતા.

ઉનાળામાં સ્ટેશને સ્ટેશને છાશ વેચવાની યોજના શરૂ કરી હોય તો ચાહનું પીણું ઓછું થાય એમ એમનું માનવું હતું.

વાચનરસિયાઓ માટે તો એ પૂરેપૂરા તત્પર હતા. વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયમાં એવો નિયમ છે કે જેને પંચાવન ઉપરાંત પગાર મળતો હોય તે, અગર સુધરાઇમાં વેરો ભરતો હોય તે અગર વકીલ કે ડોકટરની જામીન-ગીરીની સહી મેળવી હોય તેનેજ મફત પુસ્તકો વાંચવા મળે છે.

ઘણા એવા વાચકો હોય છે જેમને આવા માણસોની સાથે ઓળખાણ પીછાણ ન હોય.

ઓળખાણ ન હોય એટલે જામીનગીરીના ફોર્મ ઉપર સહી ન થાય. સહી ન થાય, એટલે પુસ્તક ન મળે.

મોતીભાઇ એવા વાચકોના જામીન થતા. કેટલીક વખત જામીનગીરીને લીધે પુસ્તકોના પૈસા ભરી દેવા પડતા. જેના જામીન થયા હોય તેનું નામ નિશાન નોંધવાની તો એમણે બાધાજ લીધેલી. આ બાબતમાં તેઓ કહેતા કે "વિશ્વાસેજ વહાણ ચાલે છે. જામીન થવાની મારી આ રીતથી વર્ષમાં બેપાંચ રૂપિયા મારે કદાચ ઘસાવું પડે, પણ તેથી બીજા કેટલાયને વાચનનો લાભ તો મળે છે ને? અને ઓળખા-

એવું પુસ્તક જ્યાં હશે ત્યાં તો એનો ઉપયોગ થતો હશે જ ને? એનું ક્યાં કોઇ અથાણું કરવાનો છે? એ જ્યાં હશે ત્યાં વંચાશે જ ને?"

પુસ્તકોના વાચન પાછળનો કેટલો બધો ભાવ!

તા. ૨૯–૧૧–'૩૫થી વડોદરા રાજ્યની નોકરીમાંથી છૂટા થયા. આ વખતે માસિક રૂપિયા ૨૭૫ પગાર મળતો હતો. ઉપરાંત ભથ્થુભાડું પણ મળતું હતું. છતાં મૂડીમાં વીમાની પોલિસી વગર ઝાઝું રોકડ નહોતું. પોતાની આજ સુધીની નોકરી દરમિયાન તેમણે હજારો રૂપિયા ગરીબોને મદદ, ભણવામાં સ્કોલરશિપ ને વિદ્યાદાનમાં આપી દીધા હતા.

આમ પગારના પૈસા આવતા તે ગુપ્ત રીતે અનેક સંસ્થાઓને પણ છૂટે હાથે વહેંચી દેતા. પોતે ધાર્યું હોત તો મોટા પૈસાદાર થાત, પણ એ સેવાભૂખ્યા સંતને પૈસાની ક્યાં તમા હતી?

એ તો परोपकाराय सतां विभूतयः એ ભાવનાની પાછળ ઘેલા બન્યા હતા. ખરેખર એ સાચા વૈષ્ણવજન હતા.

**વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે.**

એક વખત કૉલેજ સામેના મકાનમાં રહેતા હતા. મકાનમાં ચોરી થઇ. વાસણો કપડાં વગેરે તમામ ચોરાઇ ગયું.

આ વાતની એમને ખબર થઇ ત્યારે એ બોલ્યા કે: "બિચારો ગરીબ માણસ સુખી થશે, આપણે તો બીજી વસ્તુઓ લાવી શકીશું." કેટલું વિશાળ હૃદય!

ટ્રેનિંગ કૉલેજમાં ભણતો એક વિદ્યાર્થી પૈસાની મદદ

માટે ગયો. એનું નામ ઠામ કંઇ ન જાણે, પણ વિદ્યાર્થીની અડચણ સાચી લાગી, એટલે નામઠામ લખ્યા વગર એને મદદ કરી.

મદદ માટેની રકમ માટે ખીસ્સામાં હાથ નાખ્યો ને બોલ્યા: "તારા નસીબમાં જે હશે તે આવશે." ખીસ્સામાંથી રૂપિયા ચોદ નીકળ્યા ને તે તેમણે આપી દીધા.

આપ્યા પછી આશ્વાસન આપતાં કહ્યું: "પૈસા પાછા મોકલવાની ઉતાવળ નથી. નોકરી ઉપર જાઓ ત્યારે થોડે થોડે પાછા મોકલજો કે એ પૈસા બીજા કોઇ ભાઇને મદદ આપવામાં કામ લાગે." કેવો અજબ ભાવ!

સરકારી કામમાં ઘણી વખત કાગળો મોકલનારની ગફલતથી પોસ્ટના કાગળો નૉટપેઇડ થાય છે. ટિકિટ ઓછી ચોટાડ્યા બદલ દંડ થાય છે. ઓછી ટિકિટથી બમણા પૈસા કાગળ લેનારે આપવા પડે છે.

આવા કાગળો કોઇ પણ સરકારી કચેરી લેતી નથી, પણ મોતીભાઇ સાહેબ એવા કાગળો ખૂશીથી સ્વીકારતા ને દંડ બદલ આપવા પડતા પૈસા પોતાના ખીસ્સામાંથી આપી દેતા.

ઑફિસના કારકુનોને પણ નૉટપેઇડ કાગળો પાછા નહિ કાઢવાની સખત તાકીદ હતી. અને તેના યથાર્થ પાલન માટે પોતાના ગજવામાંથી જરૂરી રકમ આપી મૂકતા.

કેટલીક વખત ઘણા જણ અમલદારો પાસેથી વખતસર જવાબ મળે માટે કાગળ સાથે ટિકિટો બીડે છે. એવી બીડાઇ આવેલી ટિકિટો પોતાના જવાબ સાથે મોકલનારને

પાછી મોકલતા. ટિકિટો સંઘરી રાખવાની કે ટિકિટો પાછી મોકલવાના ખર્ચની એ દરકાર કરતા નહિ. એમને તો સાચો માર્ગ ને સાચો વ્યવહાર બતાવી આપવો હતો. કેટલી બધી ચોકસાઇ!

શિક્ષકોને સાચા શિક્ષણનો લ્હાવો મળે એ માટે કેટલાક શિક્ષકોનો એક શિક્ષણવર્ગ સને ૧૯૩૮ના મે માસમાં વસોમાં શરૂ કરેલો.

એ શિક્ષકોને વસો સહકારી બૅંકમાં દરદીઓની સારવાર માટે રાખેલાં સાધનો બતાવતા બતાવતા કહે: "જોયું? આ બ્લડપ્રેશર. લોહીનું દબાણ વધી પડે ત્યારે આ સાધન કામમાં લેવાય છે. મને બ્લડપ્રેશર રહે છે. હું એનો ખૂબ ઉપયોગ કરતો, પણ હાલમાં તમારા વર્ગના કામકાજને લીધે તે દરદ ઘણું ઓછું થઇ ગયું છે."

એક બટકબોલો શિક્ષક બોલી ઉઠ્યો: "ત્યારે તો હવે જ્યારે જ્યારે આપને બ્લડપ્રેશર જેવું લાગે ત્યારે આવા વર્ગ ખોલજો, એટલે બ્લડપ્રેશર આપોઆપ ઓસરી જશે!"

મોતીભાઇ સાહેબ એ શિક્ષક સામે જોઇને મીઠું હસ્યા.

શિક્ષકો સાથે પણ કેવો સ્નેહભાવ!

એમની પાણી ભરનારી એક બારૈયણ. એનું નામ દરિયા ડોશી. એ ડોશી માંદી પડી. સાહેબ અવારનવાર એની સંભાળ રાખે.

થોડા દહાડા વીત્યા.

ડોશીને મંદવાડ વધ્યો. સાહેબે એને પોતાને ત્યાં

બોલાવી આણી. બને તેટલી ચાકરી કરી, છતાં ડોશી મરી ગઇ. સાહેબ ખૂબ દિલગીર થયા.

પાણી ભરનારી બાઇ ઉપર પણ કેટલો બધો સદ્ભાવ!

કાળી અંધારી રાત હતી. વરસાદ વરસીને બંધ પડ્યો હતો. લોકો નિરાંતે ઉંઘતા હતા.

એક રતાંધળો મુસલમાન ફકીર મોતીભાઇ સાહેબના ઘર આગળ થઇને બૂમો પાડતો જતો હતો.

"કોઇ રસ્તો બતાવો રે! રસ્તો બતાવો." સાહેબે એ સાંભળ્યું. પોતે ઊઠ્યા ને પેલા રતાંધળા ફકીરને દોરીને ઠેઠ સ્ટેશન સુધી મૂકી આવ્યા. છૂટા પડતાં ઉપકારવશ ફકીરે પોતાને દોરી લાવનાર મહાજનનું નામ પૂછ્યું.

સાહેબે કહ્યું, "મારા નામને શું કરવું છે? જેણે આ જન્મ આપ્યો તેનું નામ રટો!"

કેવી અજબ પરોપકાર વૃત્તિ!

સૌ માટે એમનાં દ્વાર ઉઘાડાં હતાં. એમના ઘરની જરેજર વાતથી સૌ વાકેફ. બહારથી આવતી ટપાલ સૌ કોઇ વાંચે. કોઇનેય એ વાંચવાની મના નહિ. એમની ટપાલ એટલે દુઃખીઓના દિલની વાતો.

દુઃખીઆંના બેલીને ત્યાં બીજી તે શી ટપાલ હોય!



૧૨

## એમનો ધર્મ

પરોપકારને પોતાનો સાચો ધર્મ માનતા. લાંબાં ટીલાં કરવાં ને ધર્મને નામે ધતીંગ ચલાવવાં એમને ગમતાં નહિ.

પોતાની પાસે સુવાકયોનું એક પુસ્તક રાખેલું. એમાંથી દરરોજ એક સુંદર ફકરો વાંચે. એ ફકરા ઉપર આખો દહાડો વિચાર કરે. પ્રભુની કરેલી આ દુનિયા અને તેનાં માણસોનું હિત થાય તેવી લાગણી રાખે.

સત્યનારાયણની કથાની વાતને એ પોકળ માનતા. એ તો કહેતા કે સત્યનારાયણની કથા સાચી નથી. સાચી કથા સત્યવાદી હરિશ્ચંદ્રની હોય, જેમાંથી માણસને કંઇક સાચું શીખવાનું મળે. આથી એ સત્યનારાયણનો પ્રસાદ સુદ્ધાં ખાતા નહિ.

સૌથી સાચો ધર્મ તો પડોશીધર્મ છે. પોતાના ઘર સામેના પતરાંવાળા ઘરનાં પતરાં ડોલતાં હતાં. ટનન્ ટનન્ ખટખટ અવાજ થતો હતો. તાપમાં એ તપી જતાં હતાં. એ જોઇને એ કહેતા કે "આપણે આ નળિયાંવાળા ઘરથી સુખી છીએ. આપણા પડોશીને બિચારાને તાપમાં તપવું પડે છે. એને આવાં નળિયાં હોય તો કેવું સારું!"

પડોશી સુખી તો આપણે સુખી.

પોતે સંપ્રદાયી ધર્મને માનતા નહોતા, છતાં વચન-ધર્મને ચૂસ્ત રીતે માનતા.

જીબાબા ઇ. સ. ૧૯૧૦માં મૃત્યુ પામ્યાં. ને હરખાબા ૧૯૩૧માં મૃત્યુ પામ્યાં.

હરખાબા માંદગીને ખાટલે હતાં. મરતાં મરતાં તેમણે ગોસ્વામી મહારાજના મંદિરમાં દાન કરવાની ઇચ્છા જણાવી. રૂપિયા ૫૦૦–૬૦૦નું દાન કરજો એમ કહ્યું'તું. મોતને બિછાને પડેલી માતાનું એ વેણ મોતીભાઇએ સ્વીકાર્યું.

પોતે જાણતા હતા કે વૈષ્ણવ મંદિરોમાં પૈસાનો દુરુપયોગ થાય છે છતાં અપરમાતાને આપેલા વચન પ્રમાણે તેટલું દાન મંદિરોમાં મોકલી દીધું.

એમને વચનની કિંમત હતી. વચન એટલે વચન. વાણીનો વિલાસ કરનારાઓએ હંમેશાં વિચાર કરવો. કોઇને વચન આપવું નહિ અને આપવું જ પડે તો ગમે તેવા સંજોગો ઊભા થાય છતાં તેને ચુસ્તપણે વળગી રહેવું.

વચનપાલન માટે રાજા હરિશ્ચંદ્રનો દાખલો દૃષ્ટિ

સામે રાખવો. એમનામાં અજબ હિંમત હતી.

થોડા વખત ઉપર ધરતીના આંચકા થયા હતા. સાથીદારે કહ્યું, "સાહેબ, બહાર નીકળો. કંઇક ઘરબર પડશે તો દબાઇ મરાશે."

સાહેબ કહે, "વાગે કે મરાય અને તે પણ ધરતીને એક જ આંચકે! આવું બધાંની સાથે એકી વખતે મરવાનું મોત તો ઘણું સારું."

પોતે નિરાંતે ઘરમાં બેઠાંબેઠાં લખ્યા કર્યું.

કેવી હિંમત!



## ૧૩

# વસિયતનામું

અનેક પ્રવૃત્તિઓના પિતા મોતીભાઇ સ્વર્ગે સિધાવી ગયા છે! એમણે માણસ તરીકે બની શકે તેટલી રીતે માણસાઇ જીવી બતાવી છે.

રૂપબાનું મરણ એ એમના રોગનું નજીકનું કારણ હતું. રૂપબા પણ અનેરાં હતાં. આખી જીંદગી સુધી મોતીભાઇ જેવા લોક સેવક—ધમાલિયા પતિ પાછળ સાચી પતિભક્તિ ભજવી બતાવી.

એમને મોતીભાઇમાં અજબ વિશ્વાસ હતો. પતિ જે કરતા હશે તે ઠીક જ કરતા હશે એમ એ માનતાં. કદીય મોતીભાઇ સંબંધે ઊની વરાળ સુદ્ધાં નથી કાઢી. પોતે મોટા

અમલદારની વહુરાણી છે એવો ગર્વ તો કદી જ દાખવ્યો નથી.

ખરેખર એ પતિને અનુકૂળ પત્ની હતાં!

પોતાની ઇચ્છાઓ અમલમાં આવે અને સંસ્થાઓને અડચણ ન પડે માટે એમણે પોતાનું વસિયતનામું-વિલ ઘડી રાખ્યું: તે વિલ એમના મૃત્યુ બાદ જ બહાર પડયું છે. તે વાંચતાં મોતીભાઇની ઉદારતા, સેવાભાવના અને પરોપકાર વૃત્તિનો સહેજ ખ્યાલ આવી શકે છે. પોતાનું રહેવાનું ઘર વસો કેળવણી મંડળને બક્ષિસ આપ્યું. તેમાં ખાસ જણાવેલું કે આ ઘર મારા પિતાનું પેદા કરેલું છે માટે એનું નામ નરસિંહભુવન રાખવું. ઘરનું ભાડું ઉપજાવવું એ હેતુ ઘર આપવાનો નથી, પણ ઘરનો ઉપયોગ પરોપકાર કે સેવાને કામે થાય એ જોવાનું છે.

વીમાની રકમના છ હજારમાંથી ૫૦૦) રૂપિયા વિધવા સહાયક ફંડમાં અપાવ્યા છે. ને એ દાનનો હેતુ વિધવાઓને અનાજ, કપડાં વગેરેની ગુપ્ત મદદ કરવાનો જણાવ્યો છે. સેવા કરવાના ઉદ્દેશથી વિદ્યાભ્યાસ કરવા ઇચ્છનાર વિધવાઓને મદદ કરવી એ એનો ઉદ્દેશ છે.

(૨) રૂા. ૫૦૦) ધાર્મિક અને સામાજિક વિષયક કથાફંડ
(૩) રૂા. ૫૦૦) મહિલા પ્રવૃત્તિપ્રગતિફંડ
(૪) રૂા. ૫૦૦) સમાજ સેવક સ્વાગતફંડ
(૫) રૂા. ૫૦૦) સામાન્ય જ્ઞાનપ્રચારકફંડ
(૬) રૂા. ૫૦૦) ખેડૂત સહાયકફંડ
(૭) રૂા. ૫૦૦) શ્રમજીવી સહકારી બચતમંડળી
(૮) રૂા. ૫૦૦) સ્વાશ્રયી વિદ્યાર્થીફંડ

(૯) રૂા. ૫૦૦) હરિજન સહાયકફંડ
(૧૦) રૂા. ૫૦૦) વિદ્યાદાનપ્રથા સહાયકફંડ
(૧૧) રૂા. ૫૦૦) નિઃસ્વાર્થ સેવાકદરફંડ
(૧૨) રૂા. ૫૦૦) યુવક પ્રવૃત્તિ સહાયકફંડ
(૧૩) રૂા. ૫૦૦) ગરીબોનું હક્કરક્ષકફંડ

ઉપરનાં બધાં ફંડોનાં નામ ઉપરથી યોજનાનો ખ્યાલ આવશે. એમની આ વહેંચણમાં સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો સૌનો ખ્યાલ રાખેલો છે.

વસોનું આ રત્ન ખરેખર યોજનાઓનું–પ્રવૃત્તિઓનું ધામ હતું એમ કહીએ તો ખોટું નથી.

એ રત્ન સાબરમતીને કાંઠે તા. ૧–૨–૩૯ને રોજ ખોવાઇ ગયું! ગુજરાત ભરમાં ગમગીનીનું વાદળ છવાઇ ગયું! મહા ગુજરાતમાં પણ શોક વ્યાપ્યો!

**મંગલ મંદિર ખોલો દયામય!**
**મંગલ મંદિર ખોલો!**



# અંતિમ ઇચ્છાઓ

માંદગીને ખાટલેથી એ કહેતા કે હવે મને કંઇ જ ચિંતા વા ઉદ્વેગ નથી. હું પરમ શાન્તિ અનુભવું છું. મને ઇશ્વર અને આધ્યાત્મિક વિચારો વિના કંઇ જ સાંભરતું નથી. હું અપુત્ર છું છતાં મારા મિત્રો–સાથીઓએ મારી ખૂબ જ સેવા ઉઠાવી છે. મને પ્રામાણિક ને સાચા સાથીઓ મળ્યા છે.

જેમને મારે માટે લાગણી હોય, જેને મારી મિલકતનો વારસદાર થવું હોય તે સૌ કોઇ દુઃખી જુલમથી પીડાતાં નિરાધારોની મદદે દોડે. દુઃખીઓને દિલાસો આપવો ને મદદ કરવી એ મને ખૂબ ગમે છે. મને ચાહનારાઓ સૌ લોકકલ્યાણનાં કામો કરે. મિત્રો એટલું તો ચોકસ જુએ કે મેં આરંભેલી પ્રવૃત્તિઓ મરી ન જાય.

મારું વસો મારા મિત્રોને સોંપતો જાઉં છું. એની ઉન્નતિ અને આબાદી માટે સૌ સદા જાગૃત રહે.

શો સુન્દર જન્મભૂમિ ને વતનનો પ્રેમ! સાચો વતનપ્રેમ તે આનું નામ.

વસોના આ વીર માટે કયા વસોવાસીનું દિલ નહિ ઘવાયું હોય?

વાચક! તું એવો વીર થવાની, ને સાચા સેવાપંથે વળી જઇ વીરમૃત્યુ વરવાની ભાવના સેવજે.

વીરનાં મૃત્યુ કદીય થતાં નથી. વીર સદા અમર છે એ તું જાણે છે ને?

આજે પૂજ્ય મોતીભાઇ સાહેબ નથી પણ તેમણે આદરેલાં કાર્યો ઢગલાબંધ પડ્યાં છે.

મોતીભાઇને ચાહનાર સૌ કોઇ એમનાં કામો પાર પાડવા તત્પર રહે. એ જ એમનું સાચું સ્મારક છે. ગુજરાતનું એ 'મોતી' શે વિસરાશે?

**મોતી નંદાયું રે ચાફતર ચોકનું!**

# અંજલિ

[ગુર્જરકવિ ન્હાનાલાલે પોતાના પિતા કવિ દલપતરામને સંબોધેલાં નીચેનાં વચનો સ્વ. મોતીભાઇને પણ લાગુ પડે છે.]

"વીતતી દીર્ઘ રાત્રિ ને થતો પ્હરોડ દેશમાં,
એ પ્હરોડે ઉગ્યા આપ આશાવાદી અરુણ શા;
છાયા તો વડલા જેવી, ભાવ તો નદના સમ,
દેવના ધામના જેવું હૈડું જાણે હિમાલય.
ભભૂકી અગ્નિ શા આપે વનો ભસ્મ નથી કીધાં,
તમે વર્ષા સમા વર્ષ્યા, ચન્દ્રે જેમ સીંચી સુધા;
સ્હવારે સાંજરે જેવો, તપે ભાનુ દિને દિને,
શીળા શીળે તપ્યા તેમ, દઝાડયા નહિ કોઇને.
ધીર ગંભીર નેતા ને દીર્ઘદર્શી તમે ઘણા,
બોધી તેથી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા;
✓ સહસ્ર ધારથી જેમ વર્ષે છે મેઘની ઝડી,
લોકમાં વર્ષતાં તેમ આપના આત્માનાં અમી.
✓ સિન્ધુ પ્રત્યે વહે જેવી ઉર્મિઓ નદીઓ તણી,
લોકના હેતનાં પૂર વહેતાં તેવાં તમો ભણી;
શું શું સંભારૂં? ને શી શી પૂજું પુણ્યવિભૂતિયે?
પુણ્યાત્માનાં ઉંડાણો તો આભ જેવાં અગાધ છે."

'પિતૃતર્પણ'માંથી — ન્હાનાલાલ દલપતરામ કવિ

આપકમાણીથી જીવવાની ઊછરતે યુવકે અભિલાષા રાખવી. કમાણી થોડી હોય તો ખર્ચ કમાણીના પ્રમાણમાં કરવું. કમાણીની હદ હોય છે, ખર્ચની હદ હોઇ શકે નહિ. ખર્ચ વધારે હોય અને કમાણી વધે નહિ તો દુઃખી થવાય. શરૂઆતનાં વર્ષોમાં બાપદાદાની મિલકતમાંથી કંઇ લેવું પડે તેની હરકત નહિ. પણ બનતા સુધી તે રકમ મનથી ઉછીની ગણવી અને જેમ ઓછી લેવાય તેમ લેવી. વડીલોની મિલકત વા મૂડી પવિત્ર 'થાપણ' છે એમ સમજી સાચવી રાખવી. ફક્ત અસાધારણ પ્રસંગેજ તેનો આધાર લેવો. કમાણી વધારે મેળવવા જિંદગીમાં કોઇ પણ કાળે સટ્ટા વા નસીબની અજમાયેશની યોજનાઓનો ઉપયોગ ન કરવો. આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા સિવાય સમાજમાં વજન પડશે નહિ. જાતે કમાનારજ માન મરતબો ભોગવી શકે છે. બાપદાદાની મિલકત ઉપર જીવનાર ઘણે ભાગે મૂર્ખ અને પ્રતિષ્ઠાહીન ગણાય છે. સ્વમાન, સ્વતંત્રતા, સુખ, શાન્તિ અનુભવનારે ઉત્પન્નખર્ચનો હિસાબ રાખતાં શીખવું જોઇએ. વાર્ષિક ઉત્પન્ન-ખર્ચના અંદાજ રાખી તેની હદમાં જીવન ગાળવું જોઇશે. રોજનું ખર્ચ રોજ લખતાં ટેવાવું જોઇશે. સવડ ન હોય તો અમુક વસ્તુ વિના ચલાવી લેતાં શીખવું જોઇશે. સુખી થવા માટે સંયમનાં ઐચ્છિક ધોરણો સ્વીકારી લેવાં જોઇએ. હિસાબ નહિ રાખવા માટે હું અનેક વખત પસ્તાયો છું; માટે મારા અનુભવ ઉપરથી શીખનારે નામું, અંદાજપત્ર અને ચોકસાઇ જરૂર રાખવાં.

—મોતીભાઇ અમીન—